# સુવર્ણલતા

એક

સામાજીક નવલકથા

પ્રકાશક અને વિક્રેતા :—

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ

સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ

કોટ, મુંબઈ

# સામાજિક નવલકથાઓ



| | રૂ. આ. પા. |
|---|---|
| એમ. એ. બના કે કયોં મેરી મીટ્ટી ખરાબ કી? ... | ૨—૦—૦ |
| વલાયતી વિલાસમાં ફેશનબાજ ખલાસ ... ... | નથી. |
| આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા ... | નથી. |
| સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન ... ... | ૩—૦—૦ |
| ચુડેલનો વાસો ભાગ ૧ લો અને બીજો દરેકના ... | ૪—૦—૦ |



| | |
|---|---|
| ભારત લોક કથા ભાગ ૧૦ ... ... ... | ૧—૮—૦ |
| પાનકી પતિયાં કે છોટી છોટી બતીયાં ... ... | ૧—૮—૦ |
| મસ્ત ફકીરના હાસ્ય પ્રસંગો ... ... ... | ૧—૮—૦ |

મળવાનું ઠેકાણું:

**"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,**

સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

# સુવર્ણલતા

(એક સામાજિક નવલકથા)

પ્રકાશક:

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ

સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ,
કોટ, મુંબઈ નં. ૧

વિ. સં. ૧૯૮૯ ઇ. સ. ૧૯૩૩

પુસ્તક મળવાનું ઠેકાણું:—
મેનેજર "ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,
સાસૂન બિલ્ડિંગ્સ, એલફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ નં. ૧



મુદ્રક અને પ્રકાશક:
નટવરલાલ ઇચ્છારામ દેસાઈ, બી. એ.
"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ,
સાસૂન બિલ્ડિંગ્સ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ,
મુંબઈ નં. ૧

# અનુક્રમણિકા


| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ લું | પ્રસ્તાવના ... ... ... ... | ૧ |
| ૨ જું | ફેરિયાની દુકાન ... ... ... ... | ૨ |
| ૩ જું | સોનાના ઝાડ ઉપર મોતીનાં ફળ ... ... | ૭ |
| ૪ થું | સોનાની સાંકળી ... .. ... ... | ૯ |
| ૫ મું | રંભા ... ... ... ... ... | ૧૬ |
| ૬ ઠું | જ્યાં ભાઈઓ સાથે વસે ત્યાં કજીયો થયા વિના ન રહે | ૧૯ |
| ૭ મું | સઘળા દહાડા સરખા જતા નથી ... ... | ૨૫ |
| ૮ મું | મિત્રનો લાભ ... ... ... ... | ૩૪ |
| ૯ મું | પ્રવાસની પહેલી રાત ... ... ... | ૪૦ |
| ૧૦ મું | કાંચન અને સુવર્ણલતા ... ... ... | ૪૪ |
| ૧૧ મું | મંગળા ... ... ... ... ... | ૪૬ |
| ૧૨ મું | તારાનો એકાંતવાસ જમનાનું પરાક્રમ ... | ૫૧ |
| ૧૩ મું | હિસાબ પાસ ... ... ... ... | ૫૭ |
| ૧૪ મું | જુના ઘરનું હવે શું કરવું? ... ... | ૫૯ |
| ૧૫ મું | ભાગ્યવર્ણન ... ... ... ... | ૬૦ |
| ૧૬ મું | મુંબઇનો વૈભવ ... ... ... ... | ૬૪ |
| ૧૭ મું | મિત્રભેદ ... ... ... ... | ૬૭ |
| ૧૮ મું | વીરપ્રસાદનું વસિયતનામું ... ... | ૬૯ |
| ૧૯ મું | ચંદ્રશંકર અને જમના ... ... ... | ૭૧ |
| ૨૦ મું | મનસુખની બે માતા ... ... ... | ૭૫ |
| ૨૧ મું | યાત્રાળુમાં અજીતસિંહ ... ... ... | ૭૮ |
| ૨૨ મું | આશાનું કિરણ ... ... ... ... | ૮૧ |

| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૨૩ મું | અજીતસિંહ અને કમળાશંકરનો પુનર્યોગ ... | ૮૪ |
| ૨૪ મું | જમનાએ કોઇને માટે કંઇ કર્યું છે? ... | ૮૭ |
| ૨૫ મું | રામસિંહ અને ચંદ્રશંકર ... ... ... | ૮૯ |
| ૨૬ મું | કમળાશંકર ઘેર આવ્યો અને તારાનું દેવું પતાવ્યું | ૯૪ |
| ૨૭ મું | ચંદ્રશંકરને ચૌદ વર્ષની ટીપ ... ... | ૧૦૩ |
| ૨૮ મું | અજીતસિંહ ... ... ... ... | ૧૦૭ |
| ૨૯ મું | મનસુખ અને કાચિન ... ... ... | ૧૦૯ |
| ૩૦ મું | જમનાનો અભિપ્રાય ... ... ... | ૧૧૪ |
| ૩૧ મું | સુવર્ણલતા અને મનસુખ ... ... ... | ૧૧૯ |
| ૩૨ મું | નવા વિચારો ... ... ... ... | ૧૨૨ |
| ૩૩ મું | પ્રણયબીજ ... ... ... ... | ૧૨૫ |
| ૩૪ મું | કમળાશંકર અને અજીતસિંહ ... ... | ૧૨૬ |
| ૩૫ મું | મનસુખ ક્યાં છે? ... ... ... | ૧૨૯ |
| ૩૬ મું | લુચ્ચાને લુચ્ચા મળે! ... ... ... | ૧૩૨ |
| ૩૭ મું | જાળ ... ... ... ... ... | ૧૩૬ |
| ૩૮ મું | મનસુખનું કેદખાનું ... ... ... | ૧૪૦ |
| ૩૯ મું | આગ સુવર્ણલતાને બચાવે છે ... ... | ૧૪૨ |
| ૪૦ મું | રામશંકરની આંખો ઉઘડી ... ... ... | ૧૪૫ |
| ૪૧ મું | ખાડો ખોદે તે પડે! ... ... ... | ૧૫૧ |
| ૪૨ મું | અંત નજીક આવે છે ... ... ... | ૧૫૩ |
| ૪૩ મું | સુખકર સમાગમ ... ... ... | ૧૫૫ |
| ૪૪ મું | શુભ પરિણામ ... ... ... ... | ૧૫૮ |




મોજશોખ તરફ વધારે વળ્યો અને અભ્યાસમાં તેનું ચિત્ત ચોટયું નહિ, તેથી તે મૂર્ખ રહ્યો.

કમળાશંકર પંદર વર્ષનો થયો ત્યારે તેનાં લગ્ન થયાં. ગુજરાતની કેટલીક ઉચ્ચ ન્યાતોમાં પણ દીકરી દેવામાં વિદ્યા તરફ થોડું લક્ષ આપવામાં આવે છે, પણ વિશેષે પૈસા સંબંધી સ્થિતિજ તપાસવામાં આવે છે. જો ઘર પૈસે ટકે સુખી હોય તો પછી વરમાં કેવા ગુણ છે તે તરફ બીલકુલ જોવામાં આવતું નથી. આ પ્રમાણે કમળાશંકરનાં પણ લગ્ન થયાં ને વહુ ઘેર આવી. લગ્ન થયા પછી પાંચમે વર્ષે તેની માતા રતિલક્ષ્મી મૃત્યુ પામી. આ સમયે રામશંકરને ત્યાં એક દીકરો અને એક દીકરી થયાં હતાં, અને કમળાશંકરને ત્યાં એક દીકરો થયો હતો.

## પ્રકરણ ૨ જું.

### કરિયાની દુકાન.

ગ્રંથકારો માણસના વિચાર સમજી શકે છે અને મરજી પ્રમાણે પ્રસંગોપાત પ્રત્યેક સ્થળે વિચારી શકે છે; એમ ન હોય તો પાદશાહોના જનાનાના ઓરડાઓમાં શું શું બને છે તે કેવી રીતે જાણી શકે? ગ્રંથકારોમાં બીજી પણ અનેક શક્તિઓ હોવી જોઇયે છે. તે કલ્પિત વાતને ખરીના જેવી બતાવી શકે છે, અને નહિજ બની શકે તેવા રૂપમાં ગોઠવી શકે છે. આવી બક્ષિસ ઘણું કરીને સર્વ વિદ્વાનોમાં હોઇ શકતી નથી. વિષ્ણુશર્માને આવો ઇશ્વરપ્રસાદ મળ્યો ન હોત તો પંચતંત્ર *જેવી ચમત્કારી કૃતિને રચી શકત નહિ.

રામશંકર અને કમળાશંકરની માતાને મરી ગયાને પાંચ વર્ષ થઇ ગયાં, અને તે બંને ભાઇઓનાં બાળકો પણ પાંચ સાત વર્ષની વયે પ્હોંચેલાં છે. ચાકરની સાથે આ બાળકો બજારમાં જતાં હતાં, રમતાં હતાં, અને વખતે લડતાં પણ હતાં. માતાની હયાતી સુધી બંને ભા-

* કલ્પિત વાર્તાનો એક લોકપ્રિય સંસ્કૃત ગ્રંથ ગુજરાતી પ્રેસમાં મળેછે.

# સુવર્ણલતા.

## પ્રકરણ ૧ લું.

### પ્રસ્તાવના.

સુરતની પડોસમાં આવેલા એક ગામમાં ચંદ્રશંકર નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેને બે પુત્ર હતા, મોટો રામશંકર આઠ વર્ષનો અને નાનો કમળાશંકર બે વર્ષનો હતો. એ સમયે ચંદ્રશંકરનું મૃત્યુ થતાં આ બંને ભાઇઓને તેમની વિધવા માતા ઉછેરતી હતી અને સારી સારી વાતો કરીને તેમને રીઝવતી હતી. રામશંકર શાળામાં શીખવવા જતો હતો, પરંતુ કમળાશંકર હજી રમત ગમતમાં દહાડા ગાળતો હતો.

રામશંકર, કમળાશંકરથી વયમાં મોટો હતો, તેમ સમજણો પણ હતો. તે સોળ વર્ષનો થયો તેટલામાં તે ગુજરાતી ભણી રહીને નામું ઠામું સારી રીતે શીખ્યો હતો. તે ગામના એક જમીનદારને ત્યાં નોકર રહ્યો. ત્યાં તેને પાંચ રૂપિયાનો પગાર તથા ખાવુંપીવું ઠર્યું હતું. આ નોકરીમાં જો કે પગાર નામનોજ હતો, તોપણ તેણે તે નોકરી ખુશીથી કબુલ કરી હતી, અને ખાવા પીવાનું જૂદું હોવાથી તે પગારમાંથી પાંચ પૈસાની ગાંઠ પણ ખુશીથી કરી શકતો હતો.

રામશંકર ધંધે વળગ્યો તેજ સમયે કમળાશંકર શાળામાં દાખલ થયો, પરંતુ તે માતાને બહુ વહાલો હોવાથી બીજી સાવકી માતાને અણગમતો હતો. કોઇ પણ બાળક સગી અને સાવકી બંને માતાઓને સમાન વહાલું હોય એમ તો ભાગ્યેજ બને છે. જન્મદાતા જનુનીના વહાલને લીધે સરસ્વતી (વિદ્યા) દેવી તેના તરફ અણગમો ધરાવતી હતી. અર્થાત્ કમળાશંકર લાડકવાયો હોવાથી તે

ઇઓ વચ્ચે પરિપૂર્ણ પ્રેમ હતો. નાનો ભાઇ મોટા ભાઇને માન આપતો હતો, અને મોટો ભાઇ પણ નાના ભાઇપર મમતા રાખતો હતો.

વાંચનાર, એ તો બનવા જોગ છે કે એક લોહીનાં ભાંડુઓમાં મમતા રહેવીજ જોઇયે. પરંતુ ભિન્ન લોહીમાં મમતા બંધાવી ઓછી સંભવિત છે. તો પણ વળી જો તે બંધાય છે તો તે એવી બંધાય છે કે એક લોહીનાંને પણ તે જૂદાં પડાવી દે છે! આવીજ રીતે આ બંને ભાઇઓના સબંધમાં પણ પાછળથી બન્યું. માતાના મૃત્યુ પછી રામશંકરની સ્ત્રીએ તેના કાન ભરવા માંડયા, કે બંને ભાઇઓ એક કુટુંબની માફક એકજ ઘરમાં ભેળા રહેવું અને દેરાણી જેઠાણી એકજ ઘરમાં ભેળાં રહે, એવું કોઇ સ્થળે બનતું નથી; માટે આપણે હવે જુદાં રહેવું જોઇયે. આવી રીતે હમેશાં રામશંકરના કાનમાં વિષ રેડાયા છતાં પણ તે ડગ્યો નહિ. એક જનેતાને પેટે અવતરેલા, તથા એકજ માતાનું દૂધ પીને ઉછરેલાને આની કશી અસર થઇ નહિજ. તોપણ વહુઓ વચ્ચે અણબનાવ વર્તતોજ ગયો. તેઓ જૂદી પડવાને પગ ભેર થઇ ગઇ હતી. તેઓ કેટલીકવાર તો ક્લેશ પણ કરતી હતી. સ્ત્રીઓનો આટલો ક્લેશ છતાં પણ ભાઇઓ છૂટા પડયા નહિ.

આ પ્રમાણે ચાલતું હતું તેવામાં એક દિવસે બપોરે એક ફેરિયો પરચુરણ સામાન લઇ તે ગામમાં આવ્યો. તેણે ટોપલો નીચે ઉતાર્યો એટલે ગામની બધી સ્ત્રીઓ એકઠી થઇ ગઇ. કેટલીકોએ કંઇ ખરીદ્યું. પરંતુ જેમની પાસે પૈસા નહોતા તેઓએ તો બધી ચીજોની કીંમત સાંભળીનેજ ચાલવા માંડયું. જે છોકરાંઓને તેમની માતાએ રમકડાં અપાવ્યાં તેઓ ખુશ ખુશ થઇ આમ તેમ ફરવા લાગ્યાં, અને જે છોકરાંને રમકડાં મળ્યાં નહિ તેઓએ રડારોળ કરી મહોલ્લો ગજાવી મૂકયો. રામશંકરની સ્ત્રીએ પોતાનાં બન્ને બાળકો માટે અક્કેકો પાવો વેચાતો લીધો. કમળાશંકરની સ્ત્રી તારા પણ ત્યાં હતી. તેની પાસે પૈસા નહિ હોવાથી પોતાના છોકરા સારૂ તેણે કંઇ લીધું નહિ. તેનો છોકરો ત્યાં હતો પણ નહિ, તેથી તારા ત્યાંથી પાછી ફરતી હતી તેવામાં તેનો છોકરો મનસુખ ત્યાં આવી પહોંચ્યો. તે છેટેથી “મા! મા!” કરીને દોડતો આવ્યો, અને બોલ્યોઃ—“મા! ત્યાં શું છે? ચાલ આપણે જોઇયે!”

**તારા**—ત્યાં તો બધાં લડે છે. આપણે ત્યાં જઇયે તો માર ખાઇયે, માટે આપણું ત્યાં જવાનું કામ નહિ.

**મનસુખ**—શું કરવાને બધાં લડે છે? આપણને શું કરવાને મારશે? હું તો ત્યાં જઇને જોવાનોજ.

**તારા**—ના, આપણાથી એ જોવાય નહિ. ચાલ, ચાલ, આપણે જલદી ઘેર જતાં રહિયે.

**મનસુખ**—ના, હું તો જઇશ.

**તારા** અને તેના દીકરા **મનસુખ**ની આ તકરાર સાંભળી, **રામશંકર**ની સ્ત્રી **મંગળા**એ પોતાના દીકરાને કાનમાં કહ્યું:—"અલ્યા **દલપત**! ચાલ! તું અહીં શું કરે છે? તારી પાસે કેવો મજાનો પાવો છે? એ પાવો તું **મનસુખ**ની પાસે જઇને બતાવ." કૃષ્ણા તરફ આંગળી કરીને "તું પણ ત્યાં જા." માના કહેવા પ્રમાણે બંને છોકરાં પાવો વગાડતાં વગાડતાં **મનસુખ** પાસે ગયાં. આથી **મનસુખ** રડવા લાગ્યો અને બૂમ પાડીને કહેવા લાગ્યો કે, "મા, મારે પાવો જોઇયે છિયે!"

**તારા**—ફેરિયા પાસે હવે વધારે નથી. આવતી કાલે તે બીજા પાવા લેઇ આવશે ત્યારે હું તને અપાવીશ.

**મનસુખ**—"ના, તેની પાસે ઘણા પાવા છે. મારે તો આજેજ જોઇયે છિયે." આમ કહેતો અને રડતો માનાં લુગડાં ખેંચવા લાગ્યો.

**તારા** બિચારી શું કરે? **મનસુખ**ની બાળહઠને તાબે થઇ ફેરિયો જ્યાં રમકડાંનો ટોપલો ઉતારી બેઠો હતો ત્યાં ગઇ. **મનસુખે** એક પાવો ખેંચી લીધો, અને **દલપત** તથા કૃષ્ણા રમતાં હતાં ત્યાં દોડી ગયો. **તારા**ની ગાંઠે ફુટી બદામ સરખી પણ નહોતી, તેથી તેણે **મંગળા**ને કહ્યું:—"બ્હેન, મને એક પૈસો ઉછીનો આપશો?"

**તારા**નું આ બોલવું **મંગળા**એ સાંભળ્યુંજ નહિ. **તારા** ફરીથી બોલી:—"બ્હેન, મને એક પૈસો ઉછીનો આપશો?" બ્હેન તો જાણે કંઇ સાંભળતાંજ ન હોય તેમ ચૂપજ ઉભાં રહ્યાં. **તારા**એ વળી પાછી એકવાર વિનતિ કરી. આ વખતે પાસે ઉભેલી એક બાઇએ **મંગળા**ને કહ્યું કે, "નાની ભાભી કહે છે તે શું સાંભળતાં નથી?" ભર ઉંઘમાંથી ઉઠી હોય તેમ ચાળા કરીને **મંગળા** **તારા**ની તરફ એક આંખે જેઇને બોલી, "શું કહો છો?"

**તારા**—બ્હેન એક પૈસો ઉછીનો આપશો?

**મંગળા**—હું તે શું શાહુકાર છું, કે પૈસા વ્યાજે બ્યાજે ધીરૂં છું?

**તારા**—બ્હેન જો પૈસો ઉછીનો ન આપો તો આ **મનસુખને** એક પાવો વેચાતો લેઇ આપો.

**મંગળા**—હું શું એવડી શ્રીમંત છું કે જે કોઇ મારી પાસે જે માગે તે આપી દઉં?

**તારા**—તમને કંઇ આપી દેવાનું હું કહેતી નથી; તેમ **મનસુખ** કંઇ તમારે પારકો નથી. જેમ **દલપત** અને **કૃષ્ણા** છે તેમ તમારે એ છે!

**મંગળા**—દુનિયાંમાં કેટલાંક લોકો તો એવાં અસંતોષી હોય છે કે તેમને જેમ આપો તેમ તેમ તે વધારે ને વધારે માગ્યાજ કરે! દર મહિને મને જે મળે છે તે જો હું બચાવી રાખું તો મને કેટલો લાભ થાય? આતો એક જણ જાત તોડી કમાય ને છ જણ બેઠાં બેઠાં ખાઇ જાય! ઘરમાં એ તો એવા ભલા છે કે એ વિષે કંઇ સમજતાજ નથી!

**મંગળાનું** આ ભાષણ કંઇ ખૂટે તેમ નહોતું. આટલું બોલતાં તો તે રડી પડી. તેથી પાસેનાં બૈરાંઓને તેની દયા આવી. અને એ બૈરાંઓ **મંગળાને** બાપડી બાપડી કરવા લાગ્યાં તથા **તારાને** ધમકાવવા લાગ્યાં.

અજ્ઞાન લોકોમાં સારાસારની પરીક્ષકબુદ્ધિ હોતી નથી. તેઓ એક તરફી વાત સાંભળીનેજ અભિપ્રાય બાંધી દે છે. આ ગુણ આપણા દેશની સ્ત્રીઓમાં વિશેષ હોય છે. અને આ બધું બુદ્ધિની અપક્વતાનું પરિણામ છે.

આ સર્વ સ્ત્રીઓમાં એક ઠીંગણી અને મજબૂત બાંધાની વિધવા હતી. તે **મંગળાનું** ઉપરાણું કરીને **તારાને** ધમકાવતી બોલી, "હું તો મારે સાચેસાચું કહીશ. **તારા** ભુંડી તો બહુજ છે! બાપડી **મંગળાનો** વર આખા ઘરનું પોષણ કરે છે, છતાં તેને ઉંચે સ્વરે બોલતાં આપણે તો બહેન કોઇ વાર સાંભળી નથી?"

જંગલમાં એક શિયાળ બૂમ પાડે છે ત્યારે બીજાં પણ બધાં તેની પાછળ બરાડા પાડી મૂકે છે, તેમ પેલી વિધવા કે જેનું નામ **શિવગવરી** હતું તેના બોલવા પછી બધી સ્ત્રીઓ, જેમ ફાવ્યું તેમ **તારાનો** વાંક કાઢવા મંડી પડી.

સ્ત્રીઓ કોઇને ભાંડવા માંડે ત્યારે વાતમાં ને વાતમાં ગમે ત્યાં વેતરી જાય છે. તે પ્રમાણે તારાને ભાંડતે ભાંડતે મંગળા શિવાય કોઇ સ્ત્રી સારી છેજ નહિ એમ નિશ્ચય ઉપર આવી ગઇ. વાંચનારને જનસ્વભાવનું અવલોકન બરોબર થયું હશે તો તે સમજી શકશે કે જેમ વૃદ્ધ સ્ત્રીઓ યુવાન સ્ત્રીઓની ખામી કાઢી તેને ધિક્કારે છે, તેમ તરુણ સ્ત્રીઓ પણ વૃદ્ધ સ્ત્રીઓની નકામી નિંદા કરે છે. એ તો વાસ્તવિક છે કે યૌવનના જેવો બીજો એકકે વખત આખી જીંદગીમાં છેજ નહિ. યૌવન સહુને ગમે છે. છોકરાઓ જેમ મૂછ જલદીથી ઉગે તે સારૂ અસ્ત્રો ફેરવાવે છે, તેમ વૃધ્ધો પણ ધોળા વાળને કલપ ચડાવી કાળા કરે છે.

તારા તો બાપડી શાંત—મુંગી ઉભીજ છે. તે બિચારીની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. પેલા ફેરિયાએ જોયું કે અહીં હવે વધારે ખોટી થવું વ્યર્થ છે, તેથી પોતાનો ટોપલો ભરવા માંડ્યો. આ જોઇ તારા ચમકી. મનસુખ તો ત્યાંથી દોડી ગયો હતો તેથી પાવો પાછો પણ આપી શકાય તેમ નહોતું. તેમ તેની પાસે પૈસા પણ નહોતા કે તે ફેરિયાને આપે. હવે શું કરવું તેનો વિચાર તે કરતી હતી, અને ફેરીઓ તો જવાની તયારીમાં હતો, એટલે પેલી વિધવા ડોસીએ ફેરીઆને કહ્યું, "તારે તારા પૈસા લેવા નથી?" ફેરિયાએ ઉત્તર આપ્યો, "એક પાવાના પૈસા ન મળ્યા તો શી ચિંતા છે? મને મારા આ પ્રમાણિક ધંધામાં બરકત છે, માટે એ પાવાના પૈસા મારે નથી જોઇતા."

વાંચનાર, હવે વિચાર કરો કે આ બૈરાં કરતાં તે ફેરિયો કેવો ભલો? તે તારાને કે કોઇને ઓળખતો નહતો તેમ છતાં એ બિચારી ઉપર તેને દયા આવી ગઇ તેથી પૈસા તેણે ન લીધા. પરંતુ તારાને તો આથી વિશેષ ખેદ થયો. ફેરિયો કેટલો ભલો. એ પાવો બક્ષીસ આપ્યાનું કહેવાથી ભલી તારાને ખોટું લાગશે એમ ધારીને તે બોલ્યો, "હું પાસેના મોહોલ્લામાં ઘણી વાર આવું છું, ને હવે આવીશ ત્યારે પૈસા આપજો, બહેન." આ સાંભળી તારાને કંઇક ઠીક લાગ્યું. મંગળાને તો એથી વધારે ખેદ થયો, અને પાસેની સ્ત્રીઓ તો આશ્ચર્યથી એક બીજાના મુખ સામું દિગ્મૂઢ થઇ જોઇજ રહી.

# પ્રકરણ ૩ જું.

## સોનાના ઝાડ ઉપર મોતીનાં ફળ.

ચિંતાતુર સ્થિતિમાં તારા ઘેર આવી અને ઘર કામથી પરવારી બપોરે બનેલા બનાવની એક ખૂણામાં બેઠી બેઠી વિચાર કરવા લાગી. સ્ત્રીના સઘળા બળનો અને ડહાપણનો આધાર ધણી ઉપર હોય છે; પરંતુ અફસોસ! તારાને બિચારીને તેવો આધાર ન હોતો! કમળાશંકર તો આખો દિવસ ગામમાં ભટક્યાજ કરતો હતો. તે માત્ર બે વખત જમવા ટાંણેજ ઘરમાં આવતો હતો. ઘર ખટલાની વાતમાં તે પડતોજ ન હોતો. વળી તે એક પાઈ સરખી પણ કમાતો નહોતો. વાદિત્ર વગાડવામાં, ગાયન ગાવામાં, પાનાં રમવામાં અને બીજી રમતગમતમાં તે દિવસ પૂરો કરતો હતો. આ સર્વ દુર્ગુણો છતાં તેનામાં એક ગુણ પણ હતો, ને તે એકે વડિલ ભાઈ તરફ તેને સારૂં માન હતું. મોટા ભાઈને તે પિતા તરીકેજ ગણતો હતો. અકેળવાયલા લોકોને ગુસ્સે થતાં વાર લાગતી નથી, પરંતુ કમળાશંકર તેવો નહોતો. તો પણ જો કે તે સહજ બાબતમાં ગુસ્સે થતોજ નહોતો, પરંતુ થતો તો પછી સ્હેલાઈથી શાન્ત થતો નહોતો.

બપોરે બનેલા બનાવની હકીકત કમળાશંકરને કહેવી કે નહિ તેનો તારા વિચાર કરતી હતી. કહેવાથી કંઈ લાભ થવાનો નથીજ એમ તો તે જાણતી હતી, છતાં મનના વિચાર બીજાને કહેવામાં ન આવે અને મન ખોલીને વાત કરવામાં ન આવે ત્યાં સુધી ચેન પડતું નથી. આવો જગતનો નિયમ છે. તારા વીતેલા બનાવથી ખિન્ન થઈને બેઠી હતી. એટલામાં મનસુખ તેની પાસે આવ્યો. તારાએ તેને જોઈ પોતાની સાડીને છેડે આંસુ લુછી નાખ્યાં. મનસુખે પૂછ્યું,—“મા તું કેમ રડે છે?”

તારા—હું ક્યાં રડું છું?

મનસુખ—તારી આંખમાંથી આંસુ પડે છે ને?

**તારા**—મારા પેટમાં દુઃખે છે.

**મનસુખ**—મારા તો પેટમાં દુઃખે છે ત્યારે દવા ખાઉં છું, તું કેમ દવા લેતી નથી? લે, હું જમનીને બોલાવું છું. તેની પાસેથી દવા લેઇને ખા, એટલે પેટમાં દુઃખતું મટી જશે.

**તારા**—જમનાંને બોલાવવાની કશી જરૂર નથી. મારા પેટમાં નથી દુઃખતું. એ તો મારી આંખમાં કણું પડ્યું હતું તેથી પાણી પડતાં હતાં.

**મનસુખ**—ત્યારે મને તારી આંખમાં ફુંક મારવા દે, એટલે કણુ તુરત નીકળી જશે.

બાળકો કેટલીકવાર મોટાંને પણુ બાંધી દે છે. તેમની તર્ક શક્તિ તીવ્ર હોય છે, માટે તેમની પાસે ખોટું બોલવાથી તે સમજે છે, અને તેથી તે ખોટું બોલવા શીખે છે.

**મનસુખે** તુરત પોતાની માતાની આંખમાં ફુંક મારવા માંડી. તેને માતાએ તુરત ગોદમાં લીધો અને સ્નેહાળ આંખે તેના મુખ સામું જોઇ રહી.

બાળકપર માતાનું હેત અલૌકિક હોય છે! **તારા** શા માટે રડતી હતી તેની ખબર આ બાળકને નહોતી, તો પણુ માતાને રડતી જોઇ તેની આંખમાં પણુ ઝળઝળિયાં ભરાઇ આવ્યાં, તે જોઇ **તારાએ** પોતાનું દુઃખ વીસાર્યું, અને તેને કેડમાં તેડી બારણે ગઇ. **મનસુખ** પોતાની માને ખભે માથું મૂકી રોતો રહી ગયો. તારાએ તેને વાતમાં નાખવાનું કર્યું, તથા તેને હસાવવા માટે પોતે હસવા લાગી. આહા! માતાનું હેત કંઇ ઓરજ છે! જેણે આ તરુણુ સુંદરીને આ રીતે વત્સલભાવમાં દ્રવિત થઇ અશ્રુ પાડતી જોઇ હશે તેમના મનમાંથી એ ચિત્ર ખસવાનું નહિજ! એને તો સોનાનાં ઝાડ ઉપર મોતીનાં ફળની ઉપમા સર્વથા યોગ્યજ છે!

---

# પ્રકરણ ૪ થું.

## સોનાની સાંકળી.

ઘણીવાર એવું બને છે કે બાળકોમાં માબાપના ગુણ જોવામાં આવતા નથી, પરંતુ માબાપના અવગુણ તુરત દેખાઇ આવે છે. મનનો ધર્મ અવગુણોને સ્હેલાઇથી આકર્ષવાનો છે. સદ્ગુણો તરફ તો મન વાળ્યું વળી શકે છે, પરંતુ અવગુણ તરફ તો તે સ્વતઃ દોડે છે. વિદ્વાન્ પિતાનો પુત્ર વિદ્વાનજ હોય એમ ક્વચિત્ જોવામાં આવે છે, પરંતુ પિતા પુત્ર બંને ચોરનો ધંધો કરતા હોય એવા દાખલા તો જોઇએ તેટલા મળી આવશે. આવાજ દાખલામાં આપણી વારતામાંની મંગળા એક હતી. તેના પિતાનું નામ ગુણવંતરામ હતું. તેનું કુટુંબ વઢવાડ કરવામાં પૂર્ણ પ્રવીણ હતું. અદેખાઇ અને દ્વેષભાવ તેમના ખાસ ગુણ હતા. જેને ઘેર આ કુટુંબનું એક છોકરૂં પણ ગયું તેના ઘરમાં કંકાસ થયા વિના રહેતોજ નહિ. મંગળાને તો આ એના વડિલોનો દોષ વારસામાં સંપૂર્ણ રીતે મળ્યો હતો, પણ તેના બાપમાં જે સરળતા હતી તે તેનામાં બહુધા નહોતી.

મંગળા જ્યાં સુધી પરણી નહોતી ત્યાં સુધી પૈસો કેવો હોય છે તે તે જાણતી નહોતી. તેની સાસુ ગુજરી ગયા પછી તે જ્યારે ઘરધણિયાણી થઇ અને ઘરની વ્યવસ્થા તેના હાથમાં આવી, ત્યારે ધીરે ધીરે તેના મનમાં એમ આવ્યું કે દુનિયાંમાં બીજાં બધાં તો કંઈ હિસાબમાંજ નથી, અને હુશિયાર તો હું એકજ!

પાછળ કહેલું છે કે કમળાશંકર કંઇ રોજગાર કરતો નહોતો; પરંતુ મંગળા તારા પાસે ઘરનું કામ એટલું બધું કરાવતી હતી કે તેનો બદલો કંઇ પણ ગણત્રીનોજ નહતો. મંગળા તો પોતાના ઓરડામાંથી બહારજ નીકળતી નહિ. રાંધવા સીંધવાનું અને બીજું સઘળું ઘરકામ એકલી તારાજ કરતી. આને માટે કોઇ કંઇ કહેતું તો તુરત તે ચીડાઇને બોલતી કે, "એવું તે શું કામ છે કે આટલી બધી ધાંધળ કરી મૂકે છે? હું જો સાજી હોઉં તો તો કામ વાત કરતાંમાં કરી નાખું!"

જ્યારે ત્યારે વાત કરતાં તે પોતાના મંદવાડની વાત વચ્ચે કર્યાજ કરતી. પણ રોગ શું છે તે કહેવાના સોગનજ લીધેલા! તેણે રોગને માટે કોઇ દહાડો કરી પાળી હોય કે જરા કોઇ દહાડો ઓછું ખાધું હોય એમ તો બનતુંજ નહિ; તેમ તે શરીરે લેવાઇ ગયેલી પણ ન હોતી, પણ ઉલટી હૃષ્ટપુષ્ટ હતી. માંદગીની તો માત્ર એકજ નિશાની દેખાતી હતી ને તે એજ કે જે દિવસ તેને વખતસર જમવાનું ન મળતું તે દિવસ તેનો રોગ ઘણો વધી જતો.

ફેરિયા પાસેથી છોકરાંઓ સારૂ પાવા લીધા તે દિવસે બપોરે મંગલા અને તારા વચ્ચે જે બન્યું હતું તેથી તો વાંચનારા જાણીતા છે. ઘેર આવ્યા પછી તારા શું કરતી હતી તે પણ જાણ્યું છે. હવે મંગળાએ શું કર્યું તે સાંભળો. તે ખુબ પગ પછાડીને પોતાના ઓરડામાં જઇ સૂઇ રહી. ઘરનાં જે માણસે આ દેખાવ જોયો તેમણે નક્કી કર્યું કે આજ સાંઝ સુધીમાં કંઇ પણ કંકાસ થવાનોજ. મંગળાની વાણી એટલી મધુર હતી કે એકજવાર જો કોઇને તેની સાથે વાત કરવાનો પ્રસંગ પડયો હોય તો બીજીવાર તેને તેની સાથે વાત કરવાની મરજીજ ન થાય! દલપત નિશાળેથી આવ્યો તેવોજ માની પાસે ઓરડામાં જવા લાગ્યો, પણ ઓરડાનાં બારણાં બંધ જોઇ પાછો બ્હાર ચાલ્યો ગયો. કૃષ્ણા આવી તે તો બારણાં બંધ દેખી રડવા લાગી, તો પણ તેને મંગળાએ જવાબ આપ્યો નહિ.

ચાકર તથા ચાકરડીઓ શેઠ શેઠાણીને માન આપીને વર્તે એવો સામાન્ય નિયમ હોય છે, પરંતુ રામશંકરના ઘરમાં તેમ નહોતું. જમના પોતાની આ મુખ્ય શેઠાણી મંગળાના કરતાં તારાને વધારે માન આપતી હતી. વખતે તો તે મંગળાની સામું પણ બોલતી હતી.

આપણા દેશમાં સ્ત્રીઓ વિશેષે અકેળવાયલી હોવાથી પોતાથી મોટાં તથા નાનાં મનુષ્યો સાથે કેવી રીતે વર્ત્તવું તે સમજતી નથી. ચાકર ઉપર વગર કારણે ગુસ્સે થઇ વઢવું અને ખરો વાંક થાય ત્યારે ન બોલવું, તેમજ તેને પોતાની સમાન ગણી પોતાની ગુપ્ત વાતોની માહિતી આપી દેવી, વગેરે વર્ત્તણુક રાખવાથી તેઓ બહેકી જાય છે અને પછી કોઇક વાર કહેવું પડે ત્યારે સામા થાય છે, તેથી નિરંતર તેના દબાયલાં રહેવું પડે છે! આ અવગુણ

પુરુષો કરતાં સ્ત્રીઓમાં વિશેષે હોય છે. **મંગળા**ના ખરાબ સ્વભાવને લીધે **જમના** **તારા**ને વિશેષ ચાહાતી હતી. **મંગળા** જ્યારે **તારા**ને ધમકાવતી ત્યારે **જમના**ની આંખમાં ઝળઝળિયાં આવી જતાં, તેમજ **જમના**ને વઢતી ત્યારે **તારા**ને આંસુ આવી જતાં હતાં. **જમના** કાનની ઘણી સરવી હતી. ગમે તેવી ધીરેથી થતી વાત પણ તે સમજી લેતી હતી. પ્રત્યેક વાત સાંભળી લઇને તે **તારા**ને કહી દેતી હતી. ફેરિયા સંબંધી સઘળી વાત **તારા**એ **જમના**ને કહી સંભળાવી. તુરત તો **જમના** મુંગી રહી, પણ પછી તે મુખ મલકાવી ને બોલી, "આજે બીજો દાગીનો જોઇશે?"

ધીમે ધીમે સાંજ પડવા આવી અને **રામશંકર**ને ઘેર આવવાનો સમય થયો. **જમના**એ ન્હાવાની તૈયારી કરી, અને ત્રાંબાકુંડી, ટુવાલ, અબોટિયું અને ચાંખડી મૂકી રાખ્યાં. **રામશંકર** સાંજરે સંધ્યા કરતો હતો તેને માટે દેવમંદિરમાં પાટલો માંડયો અને સુખડ ઘસીને તૈયાર કરી રાખી. ફુલની પાતરી છોડી એક રીકાબીમાં મૂકયાં, તેમજ પંચપાત્ર, આચમની ઇત્યાદિ સર્વ તૈયારી કરી રાખ્યું. **તારા**ને તો અનેક પ્રકારની ચિંતા થવા લાગી અને છાતી ધબકવા માંડી. **મંગળા** તો પોતાની પથારીમાં સૂતી સૂતી ડુસકાં ખાતી ઢોંગ કરતી પડી હતી.

**દલપત** બહાર રમતો હતો તે ઘરમાં આવી, "મા, મા" કરી બૂમો પાડવા લાગ્યો. કૃષ્ણાએ પણ રડવા માંડયું. એટલામાં **રામશંકર** ઘેર આવ્યો.

હંમેશના નિયમ પ્રમાણે **રામશંકર** આવ્યો તેવો ઓરડા તરફ ગયો, અને બારણાં અંદરથી બંધ દેખી ઠોકયાં. બાર ઉઘડાવવા બૂમમારી, તો પણ માંહેથી બાર ઉઘડયાં નહિ, એટલે **રામશંકરે** **જમના**ને પૂછ્યું કે 'તે કયાં ગઇ છે?' ત્યારે **જમના**એ કહ્યું કે અંદરજ છે. પછી **રામશંકર** બાર પાસે આવી ધમકાવીને બોલ્યો કે, "ઉઘાડે છે કે નહિ?" **મંગળા**એ બબડતી ઉઠીને એકદમ બારણાં ઉઘાડી નાખ્યાં અને પાછી પથારીપર જઇને પડી.

**મંગળા**ની આવી રીતભાત કંઇ આ પહેલીજ **રામશંકર**ના જોવામાં આવી ન હોતી, તેથી તે જરાએ આશ્ચર્ય પામ્યો નહિ. જ્યારે

જ્યારે તેને કંઇ ઘરેણું કે લુગડું કે કંઇ ચીજ જોઇતી હોય ત્યારે ત્યારે તે આમજ લાડકી બનતી હતી, પરંતુ આવે વખતે રામશંકર પણ તેની ઇચ્છિત વસ્તુ લાવી આપી તેનો રોષ તુરત ઉતારી નાખવા ચૂકતો નહિ, તેથી તેનો આ સ્વભાવ વધી ગયો હતો.

ઘણાં માબાપો છોકરાંને તેમજ પુરૂષો સ્ત્રીઓને આમ લાડ લડાવી પ્રથમથી કુટેવ પાડી દે છે, તે મોટપણમાં તેમનામાં દૃઢ થતી જાય છે, જે પછી કાઢવી બહુજ મુશ્કેલ પડે છે. સ્ત્રીઓને કોઇવાર તેની જોઇતી ચીજ ન લાવી આપી શકાય તો કંકાસ વધે છે. આ રીતિ નુકશાનકારક બહુ છે. આ ઉપરથી એમ કહેવાનો હેતુ નથી કે સ્ત્રીઓ જે માગે તે નજ લેઇ આપવું, અથવા તેને ધાકમાંજ રાખવી; પરંતુ બહુ બેહેકાવી દેવાથી, તેમનામાં કેળવણી નહિ હોવાથી તે વધારે માથે ચડી જતાં શીખે છે, અને પછી તેને તથા આપણને બહુ બહુ દુઃખો વેઠવાનો પ્રસંગ આવી પડે છે.

રામશંકર તુરત તેની રીતિ સમજી જઇને તેની પાસે ગયો અને તેનો રોષ ઉતારવાને તેણે પૂછ્યું–"આજે પાછું શું છે?" કંઇ જવાબ મળ્યો નહિ.

"આજે શું થયું છે તે કહેતો ખરી?" બીતે જવાબ દે તો તે આપે. વળી રામશંકરે ત્રીજીવાર પૂછ્યું, પણ કશો ઉત્તરજ ન મળે. રામશંકરે વિચાર્યું કે, "આજે કંઇ નિર્જીવ વાત બની હોય એમ તો લાગતું નથી. જમનાને પૂછું, તે બધું કહેશે." એમ ધારી તેણે જમનાને બોલાવી, પણ જમના એટલામાં નહોતી તેથી જવાબ ન મળ્યો. આથી ચીડાઇને રામશંકર પોકારી ઉઠયો–"આ તે શું છે? કોઇ જવાબજ દેતું નથી!"

હવે સૂતેલી મંગળાએ ચીડાઇને જવાબ આપ્યો–"હું બેહેરી હોઉં કે આંધળી હોઉં તેમાં તમને શું? હું સહુને કાંટાની પેઠે ખૂચું છું તેથી હું તો મારૂં સુજતું કરીશ, એટલે પંચાત નહિ. પછી તમારે સહુને પીડા પતે!"

આખા દિવસનો થાકી પાકીને રામશંકર ઘેર આવ્યો હતો, ત્યાં આમ કંકાસ જોઇ બહુ ખીજવાયો–"દરરોજ તું જતાં રહેવાનું કહે છે તે કયાં જશે?"

"શું મને ક્યાંઇ જવાની જગ્યા નથીજ કે? હું મારે પીહેર જઇશ, તો શું ત્યાં બે કોળિયા અન્ન મને મળશે નહિ?" મંગળા બોલી. પણ આ બધી તેની ખાલી શીશિયારી હતી. મંગળાનું પીહેર ઘણું કંગાળ સ્થિતિનું હતું, વળી તે નજીકમાં હોવાથી વારંવાર તે પોતાને પીહેર દાળ ચોખા વગેરે મોકલ્યા કરતી હતી! વાસ્તવિક તેની મદદથીજ તેના બાપનો વ્યવહાર ચાલતો હતો. આ બધું રામશંકર જાણતો હતો તો પણ તે જાણે જાણતો ન હોય તેમ દેખાડતો હતો. આથી મંગળાનું બોલવું સાંભળીને તે જરા હસ્યો અને બોલ્યો—" જવું હોય તો જા, પણ હું ત્યાં ખાવાનું મોકલી શકીશ નહિ."

કોઇ પણ સ્ત્રીને પોતાના પીહેરની અવગણના કરવામાં આવે, અથવા તેને માટે હલકું બોલવામાં આવે તો તેને બહુજ લાગી આવે છે; તે પ્રમાણે રામશંકરનું આ બોલવું સાંભળી મંગળાને બહુજ ગુસ્સો ચડ્યો, અને એ શબ્દો તેને હૃદયમાં અત્યંત વાગ્યા. આથી તે રડવા લાગી. રામશંકરને લાગ્યું કે પોતાથી મંગળાને હૃદયમાં સાલે તેવા શબ્દો કહેવાઇ ગયા, પણ હવે આજ સમયે તેને દિલાસો આપવાથી તે શાંત પડવાને બદલે ઉલટી વધારે તપી જશે, આ વિચારથી તે ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો. તે ગયો તો ખરો, પણ તેનાથી વધારેવાર ટકાયું નહિ, તુરત પાછો આવી મંગળા પાસે બેઠો અને બોલ્યો—"તને શું થયું છે?" મંગળાએ જવાબ આપ્યો નહિ, તેણે બીજીવાર પૂછ્યું, તો પણ તે બોલી નહિ. રામશંકર જરા વિચાર કરીને બોલ્યો—"દૈવની સામા કોણ થઇ શકે? હું ઘેર આવ્યો ત્યારે ધારતો હતો કે આવતે વર્ષે જે સાંકળી કરાવવાની હતી તે મેં આજેજ કરાવવા આપી છે, અને તેથી હું ઘેર જઇશ ત્યારે મારા ઉપર તે કેટલું બધું હેત બતાવશે! પણ તે મારા નશીબમાં નહિ તે મને કેમ મળે? હેત તો ઘેર ગયું, પણ એક શબ્દ સરખો પણ એના મુખમાંથી નીકળતો નથી!" જરાવાર થોભીને વળી તે બોલવા લાગ્યો—"કમળાશંકર કહેતો હતો કે 'હાલ સાંકળીમાં પૈસા નાખવા કરતાં દિવાનખાનું બંધાવો તો ઠીક છે,' એ વાત ઠીક છે. દિવાનખાનું બંધાય તો વધારે ઠીક છે કે જગ્યાની તંગી ન પડે અને ઘર પણ ઠીક દેખાય."

મંગળા હવે વધારે વાર મૂંગી રહી શકી નહિ. એક તો પહેલ-

વેલી સાંકળીની વાત સાંભળવી અને પછી વળી કમળાશંકરે તે વાત ભાંગી નાખી ને દિવાનખાનું કરાવવાનું સૂચવ્યું, એ વાત સાંભળીને, તે વધારે ગભરાઇ અને હવે તેનાથી બોલ્યા વિના રહેવાયું નહીં.

મંગળા બોલી—"એ બંને (કમળાશંકર અને તારા) નાં કૃત્યોનો બદલો મેં આટલા દહાડા ભોગવ્યો—સહન કર્યો! શું આટલું બધું નુકશાન કર્યા છતાં હજુ તેમને સંતોષ થયો નહિ!"

"તેઓ તે કોણ? અને તેઓએ તને શું દુઃખ દીધું?" રામશંકર બોલી ઉઠયો.

મંગળાએ ઉત્તર દીધો—"તેઓ મને શું હેરાન કરે છે, તે આજે પૂછવા લાગ્યા કે? તેઓએ મને વીતાડવામાં શી મણા રાખેલી છે?"

રામશંકર બોલ્યો—"તું ભરમમાં બોલે છે તે મને તો કંઇ સમજણ પડતી નથી! હું કંઇ પરમેશ્વર નથી કે તું અરધું બોલે તે આખું સમજું. નામ વગર માત્ર 'તેઓ તેઓ' કરે છે તેમાં શું સમજું?"

"હજી તમે નથી સમજતા કેમ? ધણી ને ધણિયાણીએ તમને સમજાવી મૂકયા છે તે બધું હું સમજું છું! જાણે કેમ પોતાના બાપના પૈસા ખરચાતા હોય!" મંગળા ખીજાઇને બોલી!

"પણ કમળાશંકરે કાંઇ મને એમ નથી સમજાવ્યો કે તને સાંકળી નજ કરાવી આપવી! લોકો આવે જાય તેમને બેસારવા લાયક જગો નથી તેને માટે તેણે તો કહ્યું કે પહેલી જરૂર દીવાનખાનાની છે." રામશંકરે પોતાના ભાઇનો બચાવ કર્યો.

"તમે તો ભોળા છો ભોળા! તેથી તેમની યુક્તિ સમજી શકતા નથી. તમારો ભાઇ ઓછો નથી તો! દિવાનખાનું બંધાવવાને તે આટલો બધો આતુર છે તેનું કારણ તમે સમજો છો? શું તમારા ફાયદાને માટે તે બંધાવવાનું કહે છે, એમ સમજો છો કે? ના ના! એમ સમજતા નહિ. હાલ ગામમાં તે રખડયા કરે છે તે દિવાનખાનું બંધાય તો જૂદાં થવામાં ભાગ મળે, પણ મારી સાંકળીમાંથી કંઇ ભાગ મળે?"

મંગળાના આ બોલવાએ આજે કોણ જાણે કેમ પણ રામશંકર ઉપર કંઇ જાદુઇ અસર કરી નાખી! તેણે તેનું બોલવું શબ્દે શબ્દ ખરૂં માન્યું, અને મનમાં કહેવા લાગ્યો—'અરે! હું કેવો મૂર્ખ કે મારી ચતુર સ્ત્રીની વાતને હું કાનજ દેતો નહોતો," પછી ખુલ્લી

રીતે બોલ્યો; "વહાલી, તું ખરૂં કહે છે. અગાઉથી મારા સમજવામાં એમ આવ્યુંજ નહોતું."

"તમે તો મારૂં સાંભળતાએ નથી!" મંગળા જીતી હોય તેમ હવે ઉખળવા માંડી. "તમે મારૂં માનતા નથી અને તમારા ભાઇને લક્ષ્મણ જેવો ગણો છો, પણ તે તો બીજો ભરત ! બીજો કાલિ નાગ !"

"ઠીક છે. દિવાનખાનાની વાત હાલ બંધ રહેશે, પણ પેલી બીજી તેની વહુની શી વાત છે?" રામશંકરે હવે આજનું રીસાવાનું ખરૂં કારણ જાણવા માગ્યું.

"એ તો વળી ધણી કરતાં પણ ચાર ચંદા ચડે તેવી છે. તેની ગાળો મારાથી તો સહન થતી નથી! તમને તથા મને ખૂબ ગાળો ભાંડે છે." મંગળાએ લાગ જોઇ રજનું ગજ કરવા માંડયું.

"શું તે મારૂં અનાજ ખાઇને મનેજ ગાળો ભાંડે છે? "રામશંકરને હવે ક્રોધ ચડયો." તેણે મને શું ગાળ દીધી?

"તેણે બોલવામાં કશું બાકી રાખ્યુંજ નથી. તમને કહીશ તે તમે માનશોજ નહિ; પણ આજે એક ફેરિયાએ આવી ટોપલો ઉતાર્યો, ત્યારે દલપત અને કૃષ્ણાએ કજિયા કર્યા એટલે મેં રંભા પાડોસણની પાસેથી પૈસા ઉછીના લેઇને અકેકો પાવો તેમને બંનેને લેઇ આપ્યો. નાની ભાભી એથી ગુસ્સો કરી પાવો એક ફેરિયા પાસેથી લેઇ પોતાના મનસુખને આપ્યો, ને મને કહે કે 'તેના પૈસા આપ.' મેં કહ્યું. 'હું પૈસા કયાંથી આપું,' મારી પાસે તો કંઇ છે નહિ, મેં જ રંભા પાસથી ઉછીના લીધા છે.' એટલે મને કહે કે, 'પૈસાનું વ્યાજ લેજે.' મેં કહ્યું, 'મારી પાસે નથી.' ત્યારે કહે કે, 'વ્યાજના ધંધા તો બહુ કરે છે ને મને એક પૈસો પણ ન મળે?' મેં તો પછી જવાબજ દીધો નહિ; પણ તે તો મંડયાં ને ખૂબ ગાળો ભાંડી,"

"પણ તેણે શું શબ્દો કહ્યા"? રામશંકરે વધારે ચોક્કસ જાણવા માગ્યું.

"એ તો મને કંઇ સાંભરતું નથી ! તમને મારા કહેવાની ખાત્રી ન થતી હોય તો રંભાને પૂછી જુવો. તેમજ ફળિયાંની ઘણી બાઇરીઓ હતી તેમને પૂછી ખાત્રી કરો."

"ઠીક છે, હું તેની ખાત્રી કરીશ."

"પણ એ તો ઠીક પરંતુ સાંકળીના સંબંધમાં શું વિચાર કર્યો?" હવે મંગળાએ સાંકળીની વાત કાઢી.

"હવે આવતી કાલેજ સાંકળી કરવા આપીશ. મારી વહાલી, તારે માટે મેં આટલું મુલતવી રાખ્યું તેને માટે પણ ખરેખર પસ્તાઉં છું!" રામશંકર સ્ત્રીને એટલો તો આધીન થઇ ગયો હતો કે ભ્રાતૃભાવ છેક ભૂલીજ ગયો હતો, અને પોતાની સ્ત્રી સારીજ છે એમ અંધ બની જઇ માનવા લાગ્યો.

વાંચનારને યાદ છે કે જમનાને ખાનગી વાતો સાંભળવાની ટેવ હતી, અને તે પ્રમાણે તેણે આ બધી વાત પણ સાંભળી લીધી, અને પછી તે બધી વાત તેણે તારાને કહી દીધી.

## પ્રકરણ ૫ મું.

### રંભા.

રંભાનાં નામથી વાંચનાર છેક અજાણ્યા નથી. હવે તેનું જરા સવિસ્તર વર્ણન આપવાની અત્રે જરૂર છે. તેનું ઘર રામશંકરના ઘરની પાછળ થોડેક દૂર હતું. તેના તાબામાં બે ઓરડી હતી. તેમાંની એકમાં તે રહેતી હતી, અને બીજીમાં રાંધતી હતી. પાસે નાનો ચોક હતો, અને જમણી બાજુએ નાનો સરખો બાગ હતો. તેમાં કેટલાક ફુલના રોપા, એક પોપૈયાનાં ઝાડ અને એક નાળીયેરી હતી. ઘર એવું સ્વચ્છ રાખતી કે તેમાં એક ડાઘ પણ જોવામાં આવતો નહિ. એ ઘરમાં રંભા એકલી રહેતી હતી.

રંભા અત્યંત કાળી, બદસુરત અને વરવી હતી. તે ઠીંગણી અને મજબૂત બાંધાની હતી. લગભગ તેના આખા માથામાં ટાલ પડી ગઇ હતી. તેના પગ થાંભલા જેવા હતા. પિતાને તે ઘણી લાડકી હતી તેથી તે બાર વર્ષની થઇ ત્યાં સુધી તેને સારાં સારાં કપડાં પહેરાવીને તે જ્યાં જતો ત્યાં સાથે તેડી જતો હતો. આથી તેને કોઇ ઓળખતું નહોતું એમ તો નહોતું. હાલ તેની ઉપર ચાળીસ વર્ષની

હતી. તે જન્મથી વિધવા થઇ હતી, એમ કહીયે તો ચાલે, તેમજ લગ્ન થયા પછી સાસરે જતાં પહેલાં એટલી ટુંક મુદતમાં તેનો વર મરી ગયો હતો કે તે પરણીજ નહોતી એમ કહીયે તો પણ ચાલે! રાંડયા પછી તે સાસરે ગઇ હતી, પણ ત્યાં ત્રણ ચાર દિવસમાં તો એટલો બધો કલેશ થયો હતો કે તુરત તે પાછી પીહેર આવતી રહી હતી. બાપે બે પૈસા મૂકેલા તેથી તેનું ગુજરાન ચાલતું હતું. આમ છતાં તે કેટલીક રીતે મિલનસાર હતી અને સર્વને ચાહાતી પણ હતી.

બીજે દહાડે સવારમાં રંભાને બોલાવી, રંભા આવીને મંગળાના ઓરડામાં ગઈ તે તારાએ દીઠું. તારા વાત સાંભળવા બહાર ઉભી રહી, પણ કંઇ સંભળાયું નહિ. કેટલીક વારે રંભા બહાર આવી અને તારાને મળીને કહ્યું, "તારા, તને મારે એક માઠા સમાચાર કહેવા પડે છે! તમને બંનેને બનતું નથી અને રોજ રોજ કલેશ થયા કરે છે માટે રામશંકરે તમને બંનેને જૂદાં રહેવાનું કહેલું છે, માટે આજથી જ તમારે જુદું રાંધી ખાવું."

તારા તો બાપડી આ વાત સાંભળી એકદમ ચમકી ગઈ. આ ભય તેને મૂળથી જ હતો તેથી તો તે મંગળાનું સહન કર્યા કરતી હતી અને એક પણ જવાબ દેતી નહિ; પણ તેમ છતાં આ ભય આગળ આવી ઉભો રહ્યો. કમળાશંકર તો ઘરમાં રહેતો જ નહોતો, તેમ તેને કશી ખબર જ ન હતી. તે આ વાત જાણીને કદાચ તારાનોજ વાંક માને તો પણ અસંભવિત ન હતું તારાને તો આ બધા વિચારે બે ભાન જેવી કરી નાખી. જરા થોભીને બાપડી દીનતાથી બોલી—"મારા જેઠજ એમ કહે છે કે?"

રંભા બોલી–"હા! તેણે જ મારી સાથે તમને આમ કહેવરાવ્યું છે."

તારા–"રંભા, ત્યારે અમારે માટે તેમણે શું બંદોબસ્ત કર્યો હશે?"

"તમારે માટે બંદોબસ્તની મને ખબર નથી, પણ તમે જુદાં થજો એટલું જ મને તો કહેલું છે તે તમને કહી દઉં છું. હવે હું તો જાઉં છું." એમ કહી રંભા ત્યાંથી ચાલી ગઈ. તારા બાપડી પોતાના ઓરડામાં ગઈ, પણ તેને કંઈ સૂજ પડયું નહિ. રામશંકર

જમીને બહાર જવા નીકળ્યો ત્યારે રંભાને કહેતો ગયો કે—"આજ તો ગૌશાળાની પાસેની ઓરડીમાં તેમને રાંધવા દેજો. આવતી કાલે રસોઈ માટે તેમને હું એક ઓરડી આપીશ."

કમળાશંકરને ગાનતાનમાં વખત ગાળવાની ટેવ હતી. તેને ઘર કેમ ચલાવવું તેની કશી ગમજ ન હોતી. તે જમવા ટાણેજ ઘેર આવતો, બાકી બહારજ રખડયા કરતો હતો. મોટો ભાઈ તેને પાળતો હતો, તેણે તો આમ જૂદો કર્યો, અને તેની હજી તો તેને ખબર પણ નથી. આ સાંભળીને કુંભાર ખીજાય ત્યારે ગધેડીના કાન આમળે, તેમ કદાચ બીચારી તારા ઉપરજ ઉતરી પડે. આ બધા ભયથી તારા બીચારી રાંક બની ગઈ હતી. જેને માથે ધણી મૂર્ખ તે બાઇડીનો કેવો અવતાર હોય, તેનો તેને ખરો અનુભવ થવા લાગ્યો. જે દિવસે આ બનાવ બન્યો તેજ દિવસે હજી તો કમળાશંકર બહાર રખડતો હતો તેવામાં તેને ખબર મળ્યા કે, ઇચ્છાશંકર શાસ્ત્રીને ઘેર આજે હરિકીર્ત્તન છે.' હવે તેને બીજું શું જોઇયે. તેની ભૂખ તો સઇ ગઈ. ઘેર બઇરી છોકરાંનું શું તે તો ઇશ્વરાધીન તે તો એકદમ ત્યાં ગયો. અને બેઠક વગેરેની ગોઠવણીના કામમાં વળગી પડયો. જાણે પોતેજ ધરધણી હોય તેમ સહુને આવકાર દેઈ બેસાડવા વગેરેનું કામ કરવા લાગી ગયો. હોંશમાં ને હોંશમાં રાત્રે વાળુ કરવા ઘેર આવ્યો, પણ તારા બાપડી શું રાંધે? તે તો ઉદાસ થઇને બેઠી હતી, અને ભાઈ તો બહારથી આવી. "હજી જમવાને વાર છે કે? ત્યારે હું જરા ગમતમાં જાઉં છું તે મોડો આવીશ ત્યારે ખાઇશ"—એટલું બોલી જવાબ પણ સાંભળ્યા વિના દોડી ગયો.

વાંચનાર! તારાને આ કેવું દુઃખ! તે જ્યારે મોડો આવશે ત્યારે તેની ભૂખથી તબિયત કેવી હશે! અને છતાં જમવાનું તો મળવાનું નથીજ! અને તેમ થશે ત્યારે તારાના શા હાલ થવાના! કથાન સ્થળમાં તે પાછો આવ્યો તો મુખ્ય ગાનાર ઓચિંતો માંદો પડી જવાથી કથા અટકી પડી હતી. ઘર ધણીને વિટંબણા થઇ પડી કે સારા સારા ગૃહસ્થોને આમ નોતર્યા પછી કથા બંધ રહે તો મોટું અપમાન થાય! હવે કેમ કરવું! આમ જોઈ કમળાશંકરે ઘરધણીને કહ્યું, કે "તમે બેફીકર રહો! ગાયનનું કામ હું કરીશ!" આ સાંભળી

ઘરધણી ખુશી થયો. કમળાશંકરના ગાયનથી હરદાસની વાખવાખી થઇ અને ભેટ પણ સારી થઇ તેથી તેમણે છેવટે તેમાંથી કમળાશંકરને આપવા માંડયું, પણ ફુલણજી બની કમળાશંકરે એક પાઇ પણ લીધી નહીં! આ વખતે તેને પૈસાની કેટલી બધી જરૂર હતી, તે તેને ખબર જ કયાં હતી! તે ઘેર આવ્યો ત્યાં માર્ગમાં તેને જમના મળી. કમળાશંકરે તેને પૂછ્યું–"જમના અત્યારે કયાં ગઇ હતી?"

જમના–"હું તમને તેડવા આવી હતી, પણ તમે ગાતા હતા તેથી મળાયું નહીં."

"પણ ઘેરથી તેડવા માટે તું કેમ આવી? કંઇ જરૂરી કામ છે?" કમળાશંકરે ફીકરમંદ ચહેરે પૂછ્યું.

"હા! ઘેર ચાલો. બાઇ તમને બધું કહેશે." તે ઘેર આવ્યો. હવે તારાનું શું થશે? તે આપણે જોઇશું.

## પ્રકરણ ૬ ઠું.

### જ્યાં ભાઇઓ સાથે વસે ત્યાં કજીયો થયા વિના ન રહે.

કમળાશંકર ઘેર આવ્યો. બહારના તથા અંદરના ઓરડાઓમાં કોઇને પણ દીઠું નહીં. રસોડામાં ગયો તો રંભાને રાંધતી દીઠી. કમળાશંકરને જોઇને રંભા આજે કંઇ શરમાઇ તથા ઉદાસ થઇ ગઇ, એ જોઇ કમળાશંકરે તેને બોલાવી. પણ જવાબ ન મળતાં તે પોતાના ઓરડા તરફ ચાલ્યો. તારા તો બાપડી તેનો અવાજ સાંભળેલો ત્યારની ભયથી અરધી થઇ ગઇ હતી. એક તો જમના તેડવા આવેલી, વળી રંભાને બોલાવતાં તેણે ઉત્તર નહીં આપ્યો, અને અહીં તારાને આમ બેઠેલી જોઇ તેથી તે તો છેક ગભરાઇ ગયો. વાંચનાર જાણે છે કે તેને ઘરની ફીકર જ નહોતી, તે આમ જોઇ ગભરાય તેમાં શી નવાઇ! એક ઘડી પહેલાં જે હસતો હતો, તે અત્યારે રડવા જેવો થઈ ગયો! પળમાં શું શું થાય છે, તેની માણસને કયાં ખબર હોય છે? જરા બેશીને તેણે પૂછ્યું–"મનસુખ કયાં છે?"

તારા ધીરેથી બોલી; "તે નિશાળે ગયો છે."

"અને દલપત, કૃષ્ણા?" ભોળા કમળાશંકરે તેમના પણ ખબર પૂછ્યા.

"દલપત પણ નિશાળે ગયો છે અને કૃષ્ણા એટલામાં રમતી હશે." તારાએ ટુંકેથી જવાબ દીધો.

ટુંકા જવાબથી ખરી હકીકત મળી નહિ તેથી વળી કમળાશંકર બોલ્યો—"પણ આજે તું કંઇ રડી છે?"

તારાએ વળી ટુંકામાંજ જવાબ દીધો કે—"મોટા ભાઇએ આપણને જૂદાં કાઢયાં છે!"

હવે કમળાશંકરને જીવ આવ્યો. તે ભોળો હતો તેથી આ આ વાત તેને સારી લાગી નહીં. તેને તો ખાત્રી હતી કે ભાઇ એમ કરે જ નહીં, પણ કંઇક થયું હશે તેથી સહજ જરા બોલ્યા હશે, ને તારાએ સાચુ માન્યું હશે, એમ ધારીને તે બોલ્યો—"બસ એ જ કે? મને એ વાત સાચી લાગતી નથી!"

"પ્રથમ તેમણે રંભા સાથે કહેવરાવ્યું, અને પછી હાફીસે જતાં જતાં પોતે કહેતા ગયા." તારાએ બધું કહી નાખ્યું.

"પણ તેમણે પોતે શું કહ્યું?" હજી કમળાશંકરને ખાત્રી થઇ નહીં.

"તેમણે કહ્યું કે, 'તમારે આજે ગૌશાળામાં રાંધવું અને આવતી કાલે રસોડા માટે જૂદી ઓરડીની તજવીજ કરી આપીશ.' આમ કહ્યું." પોતાના વરને ખાત્રી નથી થતી તે જોઇ દુઃખી થતી તારાએ કહ્યું.

કમળાશંકરે પૂછ્યું, "પણ તેમણે એમ શા માટે કર્યું?"

હવે તારા વધારે ગભરાઇ, પણ બીતે બીતે તેણે બધી વાત કહી સંભળાવી. બધું સાંભળી રહીને કમળાશંકરે મુખ મલકાવી કહ્યું—"એમાં બીવાનું કશું કારણ નથી, ભાઇને ઘેર આવવા દે એટલે બધું સમાધાન થઇ રહેશે. મને ખાત્રી છે કે તેના કાન ભરાયા હશે તેથી તેમ બોલ્યા હશે, પરંતુ ખરી હકીકત હું સમજાવીશ એટલે કંઇ થવાનું નહીં જ, માટે વૃથા શોક છોડી દે." ભોળા કમળાશંકરને ખબર નથી કે આજે તે ફાવી શકે તેવું નથી જ, તો પણ તેણે આવી આશા રાખી. પછી તેણે તારાને કહ્યું—"હું આજે થાકી ગયો

છું તે ન્હાવા જાઉં છું. તું રસોડામાં જઇ રંભાને મદદ કરવા લાગી જા, કોઈ બોલશે જ નહિ." ભોળા ધણીના આ બોલવાપર ભોળાબાઇને અપમાન પામવા સારૂ તારા રસોડામાં ગઇ. રંભા તો તેને અટકાવી શકી નહીં, પરંતુ મંગળા પોકારી ઉઠી—"જમના, રસોડામાં આટલાં બધાં શું ભેળાં થયાં છો? નીકળો બહાર. ત્યાં કોઇએ જવું જ નહીં! નાક છે કે નહીં" જમના તો ત્યાં હતી પણ નહીં, તો પણ તેનું નામ લઇને તે બોલી હતી, તે માત્ર તારાને સંભળાવવાજ બોલી હતી. તારા બાપડી અપમાન થશે એમ જાણતી જ હતી. તોપણ ભોળા ધણીની આજ્ઞા માન્યા વિના ચાલે તેમ નહોતું, તેથી ગઇ હતી. તે બાપડી આ સાંભળી ત્યાંથી પાછી ફરી પોતાના ઓરડામાં આવતી રહી. એટલામાં જમના બહારથી આવી અને રસોડામાં રંભાને રાંધતી જોઇને તારા પાસે જઇ ને પૂછ્યું—"આજે તમારા વતીનું કામ રંભા કેમ કરે છે?"

"જમના! તને આવી સ્થિતિમાં પણ હસવું જ સૂજે છે કે!" તારાએ ચીડાઇને કહ્યું.

જમનાએ જવાબ દીધો; "હસું નહિ ત્યારે શું રડું?"

"જમના! એમણે અમારી સાથેનો વ્યવહાર બંધ કર્યો છે ને આજથી અમને જૂદાં કાઢ્યાં છે. હવે શું કરવું તેનો વિચાર કરૂં છું!" તારાએ દુઃખ સહિત જમનાને બધી વાત કહી દીધી.

"ત્યારે શું તમે તેમની સાથે જમવાનાં નથી?" જમનાએ શંકા બતાવી.

તારા ગુસ્સો કરીને બોલી—"જમના, તને તો મશ્કરી જ સૂજે છે! કહીએ છીએ તે શું સમજતી નથી?" આટલામાં દલપત તથા મનસુખ નિશાળેથી આવ્યા. મનસુખ આવતાં વેંત દફતર મૂકીને બોલી ઉઠ્યો, "મા, મને ભૂખ લાગી છે. ખાવા આપ." તારાએ તેના મુખપરથી પ્રસ્વેદ લુછી નાખી કહ્યું, "બાપુ, જરા સબુર કર, હું ખાવાનું હમણાં આપું છું." દલપતને તો તેની માએ ગળ્યું ગળ્યું ખાવાનું આપ્યું અને કહ્યું કે "અહીં બેસીને ખા અને ખાઇ રહ્યા પછી બહાર જજે." પણ દલપત તો સાંભળે જ શાનો? ખાવાનું લઇને તે તો બહાર દોડી ગયો અને મનસુખને બોલાવ્યો.

મનસુખ તેની પાસે ગયો ને તેને ખાતો જોઇને બોલ્યો, "ભાઇ, મને એક કકડો તો આપો!"

દલપત ગર્વ સાથે બોલ્યો, "ના ભાઇ, મારી માએ ના કહી છે!"

મનસુખ–"તારી મા શું કરવા નાપાડે! મારી મા તો તને આપે છે!"

દલપત જવાબ દેતાં બંધાયો ત્યારે બોલ્યો, "હું મોટો થઇશ ત્યારે આપીશ. હાલ તો નહિ આપી શકું!"

મનસુખ–"મોટો થયા પછી માગશેજ કોણ!"

આમ વાતો કરતા કરતા બંને જણ રસોડા નજીક ગયા. દલપતે આમ તેમ જોયું તો કોઇ પોતાને દેખતું નથી એમ જોઇને એક નાનો કકડો ભાંગી મનસુખને આપ્યો, એટલામાં રસોડામાંથી રંભાએ તે દીઠું અને તે ઘાંટો કાઢીને બોલી ઉઠી "અલ્યા દલપત, ખબરદાર! હું જોઉં છું! હું તારી માને કહી દઇશ!"

વાંચનાર! માબાપો પોતાનાં છોકરાંઓને કેટલીક અયોગ્ય આજ્ઞાઓ કરે તે છોકરાં ઘણીવાર સમજે છે. બાળકોની તીવ્ર બુદ્ધિ ઘણીવાર વ્યાજબી ગેરવ્યાજબી સમજી શકે છે. તેની સત્તા ચાલતી નથી તેથી તે આધીન તો રહે છે, પણ તેનું અંતઃકરણ માબાપની એ ખામીઓને સમજી શકે છે, અને એમ હોવાથી પ્રથમ તો તેની આજ્ઞા પ્રમાણે ચાલતાં શીખે છે, તથા ઘણીવાર વ્યાજબી આજ્ઞાઓને પણ ગેર-વ્યાજબી સમજીને તેનો ભંગ કરતાં શીખે છે, એટલુંજ નહિ પણ માબાપના ભયથી તેઓ છાની ચોરી કરતાં પણ શીખે છે. મનસુખ પોતાનોજ ભાઇ છે તેને કકડો આપવામાં શું ખોટું થવાનું–આવો વિચાર સ્વાભાવિક રીતે દલપતના મનમાં આવ્યો, પરંતુ પોતાની માતા તેને આપવામાં વઢે તેવી છે એમ તે સમજતો હતો, અને એ વઢવાને તેણે ગેરવ્યાજબી માન્યું ત્યારેજ તેણે મનસુખને કકડો આપ્યો. આ એક તો નાફરમાની થઇ; બીજું માતા વઢે તેટલા સારૂ કોઇ ન જુવે તેમ છાની રીતે આપ્યો એ ચોરી થઇ; અને ત્રીજું એકે દલપતે મનસુખને પોતે 'મોટો થયા પછી આપીશ' એમ કહ્યું, તેપરથી સમજાય છે કે મોટો થયા પછી માતાની આવી અયોગ્ય આજ્ઞાઓને પોતે નહિ માનવાની પણ સૂચના કરે છે. આ

પ્રમાણે ત્રણ મોટા અવગુણો તેનામાં આજથીજ આવેલા છે, એ સર્વનું કારણ તેની માતાજ છે, તેમાં કશો શકજ નથી.

વળી તેણે મનસુખને કકડો આપ્યો તે જોઇ રંભાએ તેને માતાને કહી દેવાની ધમકી આપી. આમ કરવાથી પણ શું પરિણામ આવે! તે જુવો.

દલપતે નીચે પ્રમાણે ઉત્તર આપ્યો;—

"તું શું કહીશ? મેં તેને કકડી આપીજ નથી!"

આમ સામો ખોટો જવાબ આપી ઉડાવતાં પણ તે શીખ્યો છે. આથી મનસુખ બિચારો નિરાશ થઇ ત્યાંથી ચાલ્યો ગયો, અને પોતાની મા પાસે ગયો. એટલામાં જમના મીઠાઇ વેચાતી લાવી હતી તેનું પડીકું તેણે તરત મનસુખના હાથમાં આપ્યું. મનસુખ તેથી ખુશી થતો ખાવા લાગ્યો.

કમળાશંકર ન્હાઇને ઘેર આવ્યો અને રામશંકર પણ ઘરમાં આવ્યો. રામશંકર થાકેલો હશે માટે તે વાળુ કરી સ્વસ્થ થાય ત્યાં સુધીમાં તેને કંઇ પણ કહેવાનું કમળાશંકરને બ્યાજબી લાગ્યું નહિ. રામશંકર સંધ્યા કરી રહ્યો એટલે ગંગાએ તેને વાળુ કરવા બોલાવ્યો. હમેશાં વાળુ ટાણે રામશંકર કમળાશંકરને બોલાવતો હતો, પણ આજે તેમ નહિ કરતાં પોતે એકલોજ વાળુ કરવા ગયો. વાળુ કરી રહ્યા પછી પાન સોપારી ખાવાને તે પોતાના ઓરડામાં ગયો. આ સમયે કમળાશંકર તેની પાસે ગયો. તેણે ધાર્યું કે મોટા ભાઇ પોતેજ વાત કાઢશે, અને તેથી તે કેટલીકવાર ચુપચુપ બેસી રહ્યો, મોટા ભાઇ તો શેનાજ બોલે! તે એક શબ્દ પણ બોલ્યા નહિ. અંતે કમળાશંકરજ બોલ્યો-"ભાઇ, તમે અમને જુદાં રહેવાનું કહ્યું છે?"

રામશંકર બોલ્યો-"હા હમેશનો કજિયો કંકાસ હવે સહન થઇ શકતો નથી; માટે તેનો છેડો લાવવા જૂદાં રહેવું જ ઠીક છે."

"પણ એ કજિયા કંકાસમાં વાંક કોનો છે, એ વાતની તજવીજ તો કરવી જોઇયે? કમળાશંકર દીનતાથી બોલ્યો.

"આપણે જૂદાં રહેવું, એમ ઠરાવતાં પહેલાં મેં તેની તજવીજ કરેલી છે."

કમળાશંકરે પૂછ્યું-"ભાઇ તમે શું સાંભળ્યું છે?"

રામશંકર—"ગઇ કાલે એક ફેરિયો આવ્યો હતો. ગંગા પાસેથી એ પૈસા ઉછીના લઇને એણે કૃષ્ણા તથા દલપતને અક્રેકો પાવો લઇ આપ્યો. એ ઉપરથી તારી વહુએ પણ મનસુખ સારૂ એક પાવો લેવા માટે ગંગા પાસે એક પૈસો માગ્યો હશે, અને કહ્યું હશે કે 'હું તે પૈસો તને વ્યાજ સાથે પાછો આપીશ,' શું આમ બોલવું તેને યોગ્ય હતું?"

કમળાશંકર—"જો તમારી મરજી હોય તો—"

રામશંકર—"હમણાં બોલ નહિ. મને કહી લેવા દે. પછી બોલજે. પછી તેણે એની (મંગળા) પાસે પૈસો માગ્યો, ત્યારે તેણે હસવામાં કહ્યું કે 'એક પૈસાનું વ્યાજ શું આપશે'? ત્યારે તારી વહુ બોલી કે 'વ્યાજ વટાવનો ધંધો તો તું કરે છે ને વળી જાણતી નથી શું?' વળી વધુઘટુ બીજું પણ બહુ બોલી છે."

અત્યાર સુધી કમળાશંકરે રામશંકર સાથે ભેળા રહેવાની આશા રાખી હતી, પણ આ સાંભળી એ આશા તેની ભાંગી પડી. કમળાશંકરે જવાબ દીધો—"ભાઇ, તમે કહો છો તે ઠીક છે, પણ તમે સાંભળેલી બધી વાત ખરી નથી." પછી તેણે તારા પાસેથી સાંભળેલી હકીકત કહી સંભળાવી, અને છેવટે કહ્યું કે—"એજ ખરી વાત છે."

રામશંકર—"તેનો પુરાવો શો?"

કમળાશંકર—"તમારે શો પુરાવો જોઇયે છીયે? આ કેસ કંઇ કોર્ટમાં નથી, પણ તે સમયે બેઠેલાં બધાં એ વાત જાણે છે!"

રામશંકર—"ગંગા પણ ત્યાં હતી. તેની પાસેથી મેં બધી વાત સાંભળી છે, તે કંઇ ખોટું નજ બોલે!"

કમળાશંકર—"ત્યારે શું તમે મને ખોટો માનો છો?"

રામશંકર—"હા. આ રહી ગંગા, જોઇયે તો બોલાવું."

કમળાશંકર—"મારે કંઇ વધારે પૂછવાની જરૂર નથી! ગંગા ખરૂં કહેતી હશે! તમારી ઇચ્છાજ એવી થઇ તો હવે તપાસથી શું થવાનું હતું!"

આટલું બોલી કમળાશંકર ઉઠયો તે બારણા સુધી ગયો નહિ, એટલામાં રામશંકરે તેને પાછો બોલાવ્યો અને કહ્યું "આજથી

આપણે જૂદા છિયે. કાલે તને રસોડા માટે જગોનો બંદોબસ્ત કરી આપીશ, અને ચાર સગાંને ભેળાં કરી વેહેંચણ પણ કરી લઇ શું."

કમળાશંકર–"લોક ભેળાં કરવાની શી જરૂર છે? હું તમારી સાથે વાંધો કરવાનો નથી. તમે બધું જાણો છો. તમે આપશો તે લઇશ." આટલું કહી કમળાશંકર ચાલતો થયો. અત્યાર સુધી મંગળા કંઇ બોલતી નહોતી, તે કમળાશંકર ગયા પછી બોલી–"જોયું, તે કેવો અભિમાની છે? માફી પણ માગતો નથી, અથવા કાલા-વાલા પણ કરતો નથી!"

રામશંકર–"અરે હવે ઘણોએ માનો દીકરો થશે! થોડાજ દિવસમાં તે ઠેકાણે થઇ જવાનો" આટલું કહી તેઓ સૂઇ ગયાં.

---

# પ્રકરણ ૭ મું.

## સઘળા દહાડા સરખા જતા નથી.

બપોરના બરોબર બે વાગેલા હતા, અને સુરતથી ભરુચ જવાના રસ્તા પર એક ઝાડ નીચે એક મુસાફર બેઠેલો હતો. તેનું વય દૂરથી જોતાં આસરે ચાળીશ વર્ષનું લાગતું હતું, પરંતુ પાસે જતાં ભાગ્યેજ ૨૫ વર્ષનું દેખાતું હતું. તેના માથામાં કેટલેક ઠેકાણે પળિયાં પણ દેખાતાં હતાં. આ ધોળા વાળ કંઇ વૃદ્ધાવસ્થાને લીધે આવ્યા નહોતા, પણ તેનું કારણ ચિંતા હતી. તેનો ચેહેરો ઉપરથી ગંભીર ને વિચારવંત દેખાતો હતો. ટુંકામાં આ મુસાફર તરફ એક જ નજરથી જોતાં તુરત માલમ પડી આવતું હતું કે તેની ઉમ્મર જે આટલી મોટી દેખાતી હતી તે માત્ર કોઇ ઉંડી ચિંતાનું જ પરિણામ હતું. પગમાં થીંગડાંવાળાં પગરખાં પ્હેર્યાં હતાં. તેના પગ ગોઠણ સુધી ધુડવાળા થયેલા હતા. તેણે મેલું ધોતીયું તથા ફાટેલ કોટ પહેર્યો હતો. તેનો કોટ ગરમ કપડાંનો હતો તોપણ તે છેક જુનો થઇ જઇ તેનાં રૂવાં ઘસાઇ ગયેલાં હતાં. ડગલાપર કમરે દોઢેક વાર લાંબી એક પીછોડી બાંધી હતી. તેના જમણા હાથ પાસે એક વાંસની લાકડી નીચે ભોંયપર પડી હતી.

કમળાશંકરે સ્વપ્નામાં પણ ધાર્યુંજ ન હોતું કે તેની આવી દુર્દશા થશે! વાંચનાર, એ ઝાડ નીચે બેઠેલો પુરૂષ કોણ હતો તે કહેવાની હવે જરૂર નથી! કેમકે સમજાયું હશે કે તે કમળાશંકરજ હતો; તોપણ તેને જોયાથી ઓળખી શકાય તેમ નહોતુંજ. પ્રથમના જેટલાં અને જેવાં કપડાં પણ પહેર્યાં નહોતાં. અગાઉના જેવાં તેનાં રૂપરંગ પણ નહોતાં. અગાઉ જેવું તેનું મુખ આનંદી પણ દેખાતું નહોતું. ટુંકામાં તેનામાં અગાઉનાથી હાલ ઘણોજ ફેરફાર થઇ ગયો હતો. કમળાશંકર બેઠો બેઠો આ પ્રમાણે વિચાર કરતો હતો—"હું હવે ક્યાં જાઉં! મારૂં દુઃખ કોની આગળ કહું? એ કોણ માને! રામશંકરે તેને જુદો કાઢ્યા પછી તે થોડા દિવસ તો જરા નિરાંતથી રહ્યો હતો, કેમકે ઉધાર ધીરવામાં આવતું હતું, પણ પછી તેપણ પૈસા ન ભરાયાથી બંધ થયું. પછી પોતાના મિત્રો પાસેથી માગી લાવી ને કેટલાક દિવસ ચલાવ્યું, પણ આમ કેટલુંક ચાલે! પછી તો તેની તમામ મદદો છેક બંધ થઇ ગઇ. વાટકા, ઠામ, વાસણ, બૈરીનાં ઘરેણાં અને લૂગડાં પણ વેચી ખાધાં. હવે તેની પાસે કંઇજ રહ્યું નહિ.

હવે તેણે એક વખત ખાવાનું રાખ્યું. કુટુંબમાં, પોતે તારા, મનસુખ અને જમના હતાં. બિચારી ભલી જમના તેને હજી પણ છોડી ગઇ નહોતી! તે, કમળાશંકર જુદો થયા પછી તેની ભેળી રહી હતી. જ્યારથી એક ટાણું જમવાનો સમય આવ્યો હતો ત્યારથી પણ તે ભલી દાસી તેને છોડી ગઇ નહિજ.

કમળાશંકર પાસે ધોએલાં કપડાં નહોતાં તેથી તેને એક દહાડો ઘેર રહેવું પડ્યું. તેણે જમનાને ધોબીને ત્યાં મોકલી કે કપડાં આવે તો તે પહેરીને બહાર જવાય અને તુરત ખાવાનો બંદોબસ્ત કરી શકાય. એટલામાં ધોબી આવ્યો અને જેવો તે ઘરમાં પેસે છે તેવો તેણે બારણાંમાં મંગળાને ઉભેલી દીઠી, એટલે તે જરા ઉભો રહ્યો.

મંગળાએ પૂછ્યું; "રામલા, કોનાં કપડાં લાવ્યો."
રામલાએ જવાબ આપ્યો કે "નાના શેઠનાં, તેમને કપડાંની ઉતાવળ છે અને બહાર જવાને અટકી પડેલા છે, તેથી જલદી લઇ આવ્યો છું."

મંગળા—"બહાર જવાને તેની પાસે કપડાંએ નથી તેને તું શેઠ કહે છે? એની પાસે લુગડાંની પુષ્કળ જોડ હોત તો તે શું કહેવડાવત તે હું સમજી શકતી નથી!"

ધોબી—"તે તો તમે સારી પેઠે સમજો છો, હું કેમ કહી શકું?"

મંગળા—"રામલા, તારી સાથે શું બોલી કરી છે?"

ધોબી—"વર્ષના પાંચ રૂપિયા."

મંગળા—"અને તેમાંથી તને શું મળ્યું છે?"

ધોબી—"વર્ષ તો થઇ ગયું પણ વાયદાપર વાયદા કર્યા કરે છે. હમણાં સોંઘારત છે, ને ચોખાનો ભાવ નરમ છે. જો મને પૈસા મળે તો હું ચોખા ભરી મુકું. આજે વળી ઉઘરાણી તો કરીશ, જો આપશે તો તો!"

મંગળા—"હજી પુછવાનું બાકી રહ્યું? મારા જેવું હોય તો લીધા વિના રહેજ નહિ."

ધોબી—"પણ ન આપે તેનું કેમ કરવું?"

મંગળા—"મારી સલાહ પ્રમાણે કરીશ તો તને તુરત મળશે."

ધોબી—"બાઇ, હું તે પ્રમાણે કરીશ. કેમ કરવું તે કહો?"

મંગળા—"કપડાં તારી પાસે રાખીને કહે, કે હિસાબ ચૂકવો એટલે કપડાં આપું.' એટલેથી જો પૈસા આપે તો ઠીક છે, ને કદી ન આપે તો કહે જે કે 'ધોવરામણીના પૈસા તો ગાંઠે છે નહિ ને ખોટી પતરાજી શીદ કરો છો'!"

ધોબી—"એમ કહેવાથી તે ગુસ્સે થાય તો!"

મંગળા—"તારે તેના ગુસ્સાની શી દરકાર છે? આટલું છતાં નાણું ન મળે તો પાછો જતી વેળા મારી પાસે આવી જજે."

ધોબી અંદર ગયો. તારા ઉંબરાપર બેઠી હતી. ધોબીએ કહ્યું, 'હું થોડાંક કપડાં ધોઈ લાવ્યો છું, પણ હવે તો મને કંઇ પૈસા આપો, નહિ તો હું તમારાં કપડાં ધોવાનો નથી!" આ સાંભળી નિશ્વાસ મૂકી તારા બોલી, "રામલાભાઈ, આજ તો તું જા, બાપુ, આજે એ મોટે ઘેર જવાના છે, તે કાલે જરૂર પૈસા લાવશે!"

ધોબી—"મારે તો આજે જ જોઇયે છે તે!"

**તારા**–"બાપુ, હમણાં અમારો હાથ બહુ ભીડમાં છે. આજે અમારે અપવાસ છે. મારી પાસે પઈ પણ નથી! જો હોત તો તને ના કહેત નહિ!"

**તારા**ના હાથમાં પીતળની બે બંગડી હતી, તે ઉપર સોનાનો ગિલિટ ચડાવેલો હતો, તેપરથી તે સોનાની જ છે, એમ ધારીને **ધોબી** બોલ્યો–"અપવાસ કરવા જેવી સ્થિતિ હોય તો આ સોનાની બંગડી શા માટે પ્હેરી છે?"

વાંચનાર! વિચાર કરો કે **તારા**ને આ સાંભળી કેટલું બધું લાગ્યું હશે! તેની આંખો લાલ ચોળ થઈ ગઇ! પણ શાંતિ ધારણ કરી ખેદને દબાવી જરા મુખ મલકાવીને બોલી, "**રામલા**, આ બંગડીઓ સોનાની થઈ જાય, એમ ઇશ્વર પાસે પ્રાર્થના કર! મારી પાસે સોનાનો એક પણ દાગીનો નથી ભાઈ! દરેક વેચાઇ ગયો છે! આ બંગડી તો પીતળની છે!" આ છેલ્લા શબ્દો બોલતાં બોલતાં તેની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. આથી તે **ધોબી**ને પણ બહુ લાગી આવ્યું, અને પસ્તાવો કરી કપડાં આપી દઇને તે ચાલ્યો ગયો, અને **મંગળા**ને મળી જવાનો હતો તે મળ્યા વિના જ ચાલ્યો ગયો. **ધોબી** ગયા પછી **જમના** બ્હાર ગઈ હતી તે આવી અને "શું કરો છો!" એમ પૂછ્યું. **તારા** બોલી," **જમના**, જરા ધીરે બોલ, "**મનસુખ** સૂતો છે તે જાગી જશે તો ખાવાનું માગશે!"

**જમના**–"હું ખાવાનું લાવી છું!" આમ કહી તેણે ત્રણ કેળાં ને એક કાકડી કાઢી આપી.

**તારા**–"આ તું કયાંથી લાવી?"

**જમના**–"તેનું તમારે શું! ગમે ત્યાંથી લાવી છું!"

જ્યારે ઘરમાં કંઇ ખાવાનું ન હોય ત્યારે **જમના** આડોસી પાડોસીને ત્યાં કામ કરીને કંઇ ને કંઇ પણ લઇ આવતી હતી! અને **મનસુખ**ને ભૂખ્યો રાખતી ન હોતી! અહા! કેવી ભલી દાસી! આવી ચાકરડી હોય ખરી! **જમના** તેવી હતી! કોઇ વાર તો બધાંને થાય તેટલું પણ તે લાવતી હતી! કોઈ વાર કામ ન મળતું ત્યારે તેણે થોડી ઘણી ગાંઠ કરી રાખી હતી તેમાંથી ખાવાનું લાવતી હતી! **મનસુખ** ઉપર **જમના**નો એટલો બધો પ્યાર જોઇ **તારા** બોલી, "**જમના**, **મનસુખ**ની ખરી માતા તું જ છે હો!"

જમના હસીને બોલી—"ત્યારે તમે કોણ? એની કાકી!"

તારા હસવા તથા રડવાની વચ્ચેની સ્થિતિમાં બોલી—"મેં એને જન્મ આપ્યો તે વાત ખરી, પણ તેને પાળીને મોટો તો તું જ કરે છે ના!"

જમનાનું ભલું હૈયું આથી પીંગળી ગયું, બંનેની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં, અને બંને જણાં રડતાં રડતાં મનસુખને ઉઠાડવા ગયાં.

કમળાશંકર તો કપડાં પ્હેરી એક જમીનદારને ત્યાં ગયો હતો. એ જમીનદારે તેને કંઇ આશ્રય આપવાનું વચન આપ્યું હતું. કમળાશંકર તેને ત્યાં ગયો ત્યારે તે ગૃહસ્થ બપોરે જમીને સૂઈ ગયો હતો. શેઠને ખબર આપવા તેણે નોકરને કહ્યું, પણ તેણે શેઠને જગાડવાની ના પાડી. નોકરોમાં એક રામો કરીને હતો તે જરા દયાળુ સ્વભાવનો લાગ્યો તેથી કમળાશંકરે તેને કહ્યું—"ભાઈ રામા, આજ સહવારનો હું અપવાસી છું, માટે શેઠને જો ખબર આપશે તો તારો ઉપકાર થશે!"

રામો—"ભાઈ, એમાં ઉપકાર શાનો?"

કમળાશંકર—"ભાઈ હું ભૂખ્યો છું!"

રામો—"પણ તેનું અમે શું કરિયે! ખાવા ન મળતું હોય તેમાં બીજાને શું! થોડું અફિણ લઇને પી લીધું!"

આ સાંભળી કમળાશંકરને બહુ જ લાગી આવ્યું, પણ કંઈ જ બોલ્યો નહિ, કેમકે વળી એ નોકર શેઠ આગળ કંઇ ભરાવે તો વાત બીગડી જાય.

રામો—"તમારે શેઠનું ખરેખરૂં કામ હોય તો તે ઉઠે ત્યાં સુધી બેસો. ઉતાવળ અહીં કંઈ કામ નહિ આવે.

રામાના શબ્દોપરથી કમળાશંકરની આંખો ઉઘડી ગઇ. તેને પોતાનો સમય બદલાઇ ગયો છે એમ લાગ્યું. બાળકપણથી વ્યવહાર બાર નહિ ઉઠાવેલો હોય, અને લોકોમાં માન મેળવેલ હોય તેને આવો સમય બહુ વિષમ લાગે છે. કોઇને ગમે તેટલું દુઃખ થતું હોય તેથી બીજા જે સુખી હોય છે તેને શું? કમળાશંકરનું હૈયું આ વિચારથી ઉભરાઇ ગયું, આંખમાં આંસુ આવી ગયાં, એક બાંક પડયો હતો, ત્યાં જઇને તે બેઠો, ગરજવાનને અક્કલ નહિ. એ

કહેવત યાદ કરી માન અપમાન મૂકી દેઇ બેઠો. સાંજ પડવા આવી. કમળાશંકરનું ઘર તે જમીનદારના ઘરથી દૂર હતું, અને રાત્રી અંધારી હતી. તેના મનમાં અનેક વિચારો આવતા હતા. તે નિરાશ થઇ હવે ઘેર જવાની તઇયારી કરતો હતો, તેવામાં શેઠ ઉઠયાના ખબર પડયા. શેઠે ચાકરને હાંક મારી કે, રામો "આવ્યો સાહેબ" કહી અંદર ગયો, એ વખતે વળી કમળાશંકરે કહ્યું, "ભાઇ, તારી મરજીમાં આવે તો શેઠને કહેજે કે હું અહીં બેઠો છું." એટલામાં શેઠે ઘરમાંથી બ્હાર બેઠેલ કમળાશંકરને જોયો, અને બોલ્યા. "એ કોણ છે?" રામાએ જવાબ દીધો, "કોઇ આપને મળવા આવેલ છે. આપે તેને કંઇ આશ્રય આપવાનું કહેલું હતું તેજ છે. તે કહે છે કે હું સહવારનો અપવાસી છું." શેઠે કહ્યું, "તેને કહે કે આજે તો શેઠની તબીયત ઠીક નથી. કાલે બપોરે આવે!"

રામો કહેવા આવે તે પહેલાં તો કમળાશંકરે આ બોલવું સાંભળ્યું હતું, એટલે તે ઉઠીને ચાલ્યોજ ગયો. શેઠે આશ્રમ આપવાનું પોતાથીજ કહેલું એટલે આવો ઉત્તર મળશે, એમ તો તે જાણતોજ નહોતો, પરંતુ આવો જવાબ જાણી તે અત્યંત ફિકરમાં ગરકાવ થઇ ગયો. દુર્દશા આવે છે ત્યારે બધી તરફથી આવે છે. ઘડીકમાં સુખની આશા મળી જાય છે અને પાછી જતી રહે છે! ઘેર આવી તેણે તારાને બધી વાત કહી, તે સાંભળી તે બાપડી રડી! બીજું શું કરે!

કમળાશંકરને ત્યાં તે દિવસે કંઇ રાંધ્યું નહોતું તે વાતની ખબર મંગળાને પડી હતી, તેથી તે અધારૂં થયા પછી ઓટલે ઉભી રહીને બોલી, "જમના; આજે તારે ત્યાં શું રાંધ્યું હતું?"

"પરમેશ્વરે જે અમને આપ્યું તે રાંધ્યું!" જમનાએ ઉત્તર વાળ્યો.

મંગળા હસીને બોલી, "ભલા પણ તારી જુની શેઠાણીને નોતરૂં પણ ન દીધું!"

જમના—"અમારી સાથે જમવાનું તમારા ભાગ્યમાં હોય તો ના!"

કમળાશંકર—"શું છે જમના? કોની સાથે વાત કરે છે?"

જમના—"એ તો મોટાં શેઠાણી પૂછે છે કે આજે શું રાંધ્યું હતું?"

આ સાંભળી કમળાશંકરને માથાથી પગ સુધી ઝાળ લાગી, તેણે તારાને કહ્યું, "જોયું તે કેમ વર્ત્તે છે તે? કોઇ માથાનો કાપનાર

પણ એમ નકરો હું મોટાભાઇ પાસે જઉં છું ને જોઉં છું કે તે શું કહે છે!"

તારા—"એમાં જવાનું કંઇ કામ નથી. એની મરજીમાં આવે તેમ ભલે બોલે! આપણે જાણે સાંભળતાંજ નથી."

આ પ્રમાણે કમળાશંકરનું બોલવું સાંભળી વળી મંગળાએ પુછ્યું, "જમના, તારા ઘરમાં આ ઘોંઘાટ શો થાય છે? કોઇ પરોણા આવ્યા છે?"

કમળાશંકર—"સાંભળ, સાંભળ, હજી તે બોલે છે તે!" તે જોરથી આમ તેમ ક્રોધાવેશથી ફરવા લાગ્યો, અને તારાએ તેને ઝાલી રાખીને જતો અટકાવ્યો, અને બોલી, "એમ બોલો માં, મૂગા બેસી રહો! એમ કરવાથી વધારે બગડશે!" પણ કમળાશંકર માન્યો નહિ, અને તારાના હાથમાંથી છટકી જઇને દોડતો ગયો, અને રામશંકરના ઓરડા પાસે જઇને બોલ્યો, "ભાઇ, ભાઇ,—" પણ મંગળાને આથી ભય લાગ્યો તેથી તેણે અગાઉથીજ ઓરડામાં જઇ માંહેથી બારણાં વાસી દીધાં. અને પોતાના ધણી આગળ ગભરાતી જઇને બોલી, "જુવો તમારો ભાઇ છાકટો થઇ આવ્યો છે તે!" રામશંકર બોલી ઉઠ્યો, "એ કોણ છે!" કમળાશંકર બોલ્યો, "એ તો હું છું. હું કંઈ બંદોબસ્ત કરાવવાને આવ્યો છું. ભાભી અમારી મશ્કરી કરે છે."

મંગળા—"જુવોને પીધેલો ન હોય તો આમ બોલે કે?"

કમળાશંકર આ સાંભળી તપી જઇને—"ભાઇ હજી સાંભળો છો ભાભી બોલે છે તે?"

રામશંકર—"બેશક તું છોકરોજ રહ્યો! અહીં નાહ આવતો! જતો રહે! મારા ઘરમાં રહે છે ને વળી આમ તોફાન કરે છે? નીકળી જા!"

કમળાશંકર—હું જે ઓરડામાં રહું છું તે તમે મને કંઇ ભાઇની ભલાઇથી નથી આપ્યો! મારો પણ તેનાપર પુરતો હક છે!" એટલામાં તકરાર વધવાના ભયથી તારા આવીને કમળાશંકરને પોતાના ઓરડામાં ઘસડી ગઇ. ઘરમાં આવીને કમળાશંકર રડી પડ્યો અને બોલ્યો—"મારાથી આ ઘરમાં હવે એક રાત પણ રહી શકાશે નહિ."

તારા રડતી બોલી—"આપણા નશીબમાં હોય તે ભોગવવું જોઇયે. બીજે કયાં જઇશું કહો! એમ કરવામાં શો લાભ!"

કમળાશંકર—"મારી એક વાત સાંભળ. તારા, હું જે કહું તે તું માનજે હો કે! મને મારી જાતને માટે એક પણ આંસું આવતું નથી. હું જે દિલગીર થાઉં છું તે માત્ર તારા માટે અને આ મનસુખને માટે છે. જો તું મને નહિ પરણી હોત તો તારે આમ સહન કરવું પડત નહિ!"

આ સાંભળી તારાને હજારગણો સંતાપ થયો, તેની આખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં, તેણે બોલવાનો યત્ન કરવા માંડયો, પણ તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. તેણે પોતાની સાડીની કોરવતી કમળાશંકરનાં આંસુ લુછી નાખ્યાં. કમળાશંકર તેને ઠંડી પાડવા માટે બોલ્યો, "તારા, દુઃખમાં વધારો કર નહિ! જો તું મને આટલા બધા સ્નેહથી ચાહાતી નહિ હોત, જો તું મારી દિલગીરીમાં આટલી બધી દુઃખી થતી નહિ હોત, જો તું બીજી સ્ત્રીઓની પેઠે મારી સાથે કજીયો કંકાસ કરત તો મને આટલું બધું લાગત નહિ! આટલા બધા દિવસ તો હું બોલ્યો નહિ, પણ આજ હવે કહું છું કે જ્યારે જ્યારે તેં તારૂં અક્કેકું ઘરેણું વેચવા આપ્યું છે ત્યારે ત્યારે મારો અક્કેકો અવયવ કાપી નાખ્યો હોય એમ મને લાગતું! પણ મારો શો ઉપાય! તારાં ઘરેણાં વેહેચીને આણેલા અનાજનો કોળિયો મને ઝેરના કોળિયા જેવો લાગતો! જો તેં મને તે રાજીખુશીથી નહિ આપ્યાં હોત, અને આપતાં કચવાઇ હોત તો મને એટલું બધું લાગત નહિ! તારા! થોડા દિવસ તું તારા પિહેરમાં જા, અને જમના કોઇ જગ્યોએ નોકરી શોધી લે. એ બિચારીએ અહીં રહી દુઃખ શા માટે વેઠવું જોઇયે?"

તારા રડતી રડતી બોલી—"જો કદી મારા પીહેર જવાથી આપને સુખ થતું હોય તો ત્યાં તો શું પણ આપ કહો ત્યાં જવાને તઇયારજ છું; પરંતુ મને સુખ તો સ્વર્ગમાં પણ મળી શકવાનું નથીજ! તમે ખાવા માટે ફાંફાં મારી અપવાસ કરો ત્યાં સુધી પીહેરમાં પણ મારે ગળે કોળિયો શી રીતે ઉતરી શકે? મને પોતાને કોઇ કોઇ વાર મનસુખના સુખને માટે પીહેર જવાનો વિચાર થયેલો, પરંતુ

તે છોકરાને હજી સુધી તો અપવાસ થયો નથી! તેને જ્યાં સુધી ખાવાનું મળી શકે ત્યાં સુધી હું તમને છોડી જવાને જરા પણ ખુશી નથીજ! અને જમના માટે કહો છો તે વ્યાજબી છે. તેણે આપણે માટે કરીને શા માટે દુઃખ વેઠવું જોઇએ?!"

કુમળાશંકરે હવે જમનાને બોલાવી. તે ઉદાસ ચેહરે આવીને ઉભી રહી. કુમળાશંકર બોલ્યો—"જમના! અમે વિચાર કર્યો છે કે અમારે માટે તારે દુઃખ શા માટે વેઠવું જોઇયે? અમે તને પગાર તો દેતા નથી અને ઉલટી તું મનસુખને પાળે પોષે છે, અમારે માટે તું પોતે ભૂખે મરે છે, કોઇના કઠિન શબ્દો સાંભળે છે અને ક્યાંઇથી કમાઇ લાવે છે તે પણ અમારા માટે તું ખરચી નાખે છે! આ બધું શા માટે જોઇયે? માટે તું બીજી જગે હાલ નોકરી શોધી લે અને સુખી થા. ઇશ્વર અમને સુખી કરે તો પાછી આવજે!"

કુમળાશંકર આથી વિશેષ બોલી શક્યો નહિ. તે ગળગળો થઇ જવાથી ભોંય તરફ જોવા લાગ્યો. આ જોઇ જમના રડતી રડતી બોલી—"શેઠ મેં પગાર માગ્યો છે? મારે પગારનું કામ શું છે? મારાથી મનસુખ વિના એક ઘડી પણ રહી શકાવાનું નથી. કદી મારો તમને કંઇ બોજો લાગતો હોય તો હું અહીં ખાઇશ નહિ, પણ મનસુખને મૂકીને જતી રહેવાનું તો મને કહેશો નહિજ!"

કુમળાશંકર—"રડ નહિ! જમના! મેં કહ્યું તેનો જરા વિચાર કર. અમારી સાથે રહેવું અને ભૂખે મરવું સરખું જ છે! ખરી વાત છે કે તને મનસુખ વિના ગમવાનું નથી, પણ વિચાર કરી જો કે તેમ કર્યા વિના છૂટકો છે!"

જમના—"ખરી વાત છે કે મને બીજી જગોએ છોકરાં તો મળશે, પણ મારો મનસુખ તો મળવાનો નહિજ!" આમ બોલી તે જોરથી રડી પડી.

કુમળાશંકર—"જમના, જરા શાંત થા! નરમ થા!"

જમના—"શેઠ, મારાથી મનસુખને છોડીને તો જવાશે નહિજ!

કુમળાશંકરે શું કરવું" તે પૂછતો હોય, તેમ રડતે ચહેરે તારા સામું જોયું, અને તારા નીચું જોઇ રડવા લાગી.

આ દેખાવ જોઇ જમના બોલી—"શેઠ, ગભરાવ નહિ! હું કહું તેમ કરો. મે બીજાઓની નોકરી કરી કેટલાક પૈસા એકઠા કરેલા છે, તે હાલ મારી પાસે છે. તમને ગાયન કળા સારી આવડે છે, તેથી ગવૈયાનો ધંધો કરી કમાવા બહાર દેશાવર જાઓ, અને તમે કમાઇને પાછા આવશો તે દરમિયાન અમે અહી રહી મારા એ પૈસામાંથી અમારૂં ગુજરાન ચલાવીશું. પછી તમે પાંચ પૈસા કમાઇને પાછા આવો ત્યારે મને મારા પૈસા પાછા આપવા હોય તો આપજો. અને તે હું તો મનસુખનેજ આપી દેવાની."

વાંચનાર! આવી ચાકરડી મળી શકશે? એવાં પણ મનુષ્યો ગરીબ લોકમાંથી વખતે મળી શકે છે, પણ કવચિત્ મળે છે એ તો ખરૂંજ! જમનાનું આ બોલવું સાંભળી તારા તથા કમળાશંકર તો પીગળીજ ગયાં, અને આ ભલી દાસીના આટલા બધા પ્યારને ના પાડી શકવા તેમની હિંમતજ રહી નહિ. તેમણે તેની આ વાત કબુલ રાખી. બીજે દિવસે જમનાના પૈસામાંથી પાંચ રૂપિયા ખર્ચીના લઈ કમળાશંકર ત્યાંથી મુંબઈ જવા નીકળ્યો. ચાલતે ચાલતે બપોરને સમયે થાક ઉતારવા એક ઝાડ નીચે જરા બેઠો, અને વિચાર કરવા લાગ્યો કે,—"સંગીત વિદ્યા ખરેખર ઘણી ઉત્તમ છે, છતાં હાલ તે બહુ હલકી ગણાય છે, અને તેથી એ ધંધામાં આબાદ થઈ શકાશે કે કેમ, એ એક પ્રશ્ન છે!" આમ વિચાર કરે છે એવામાં એક બીજો મુસાફર પણ ત્યાં આવીને વિશ્રામ લેવા તેની પાસે બેઠો.

---

## પ્રકરણ ૮ મું.

### મિત્રનો લાભ.

કમળાશંકર પાસે આવી બેઠેલો મુસાફર કાળા રંગનો, પાતળો અને ઊંચો હતો. તેનું વય બત્રીશ તેત્રીશ વર્ષનું હતું. તેના ડાબા હાથમાં હુક્કો હતો, તેને તે ક્ષણે ક્ષણે ગગડાવતો જતો હતો. ડાબા ખભા ઉપર જુના પુરાણા કપડામાં લપેટેલી એક સારંગી હતી, અને

તેના જમણા હાથમાં એક વાંસનો દંડીકો હતો. તેના પગ ઉઘાડા હતા. તેણે એક જ મેલું લુગડું–બદન–પેહેર્યું હતું, કમળાશંકર તો પોતાના વિચારમાં એવો તો ગરક થઇ ગયો હતો કે તેણે તેને આવતો પણ જોયો નહિ, અને તે આવીને તેની પાસે બેઠો ત્યાં સુધી તેની તેને ખબર પડી નહિ. હુક્કો ગડગડવા લાગ્યો કે તે વિચારમાંથી જાગ્રત થયો, અને તેણે તેને દીઠો. કમળાશંકરે પૂછ્યું કે–"તમે કોણ છો?" મુસાફરે ઉત્તર આપ્યો કે,"–હું માણસ છું. બીહીવાનું કંઇ નથી?" કમળાશંકરે કહ્યું–"ભાઇ, હું બીહીતો નથી. તમારૂં નામ પુછું છું."

મુસાફર–"મારૂં નામ અજીતસિંહ છે. હું વાંસદાનો રહીશ છું. મારા બાપનું નામ સમરસિંહ છે. અમે ખેડૂત છીએ."

આ મુસાફર જરા બડબડિયો હતો એમ લાગતાં તેને વધારે બોલાવવાની મરજી કમળાશંકરને થઇ, તેથી તેણે પૂછ્યું,–"તમે ખેડુત છો?"

મુસાફર–"હા, તાપીદાસ કરીને એક જમીનદાર છે તેના અમે ખેડૂત છિયે."

કમળાશંકર–"તાપીદાસ કોણ છે?"

મુસાફર–"અત્યંત પૈસાદાર–ધનાઢ્ય જમીનદાર છે!"

કમળાશંકર–"હું તેમને ઓળખતો નથી!"

મુસાફર–"તેમના વડાઓ મોટા જાગીરદાર હતા, અને તે પણ હાલ ઘણો શ્રીમાન્ છે. પણ તમે તેને ઓળખતા નથી એ આશ્ચર્ય છે!"

"એમ પણ હોય!" એટલું બોલી કમળાશંકર મૂંગો રહ્યો. ને મુસાફર પાછો હુક્કો ગગડાવવા લાગ્યો. થોડી વારે તે બોલ્યો–તમે કોણ અને શી ન્યાતના છો?"

કમળાશંકર–"અમે બ્રાહ્મણ છિયે." થોડી વાર રહીને–"તમે ક્યાં જાઓ છો!"

મુસાફર–"અમે કમાવા અર્થે જાઇયે છિયે. અમે બહુ દુઃખી છિયે. અમે ત્રણ ભાઇઓ છિયે. અમારા મોટા ભાઇનું નામ રણધીરસિંહ છે, અને નાના ભાઇનું નામ ગંભીરસિંહ છે. તેઓ બંને કંઈ કમાતા નથી. તેમનું ગુજરાન પણ અમે ચલાવિયે છિયે. અમા-

રથી તે પૂરું પડી શક્યું નહિ તેથી કમાવા નીકળ્યા છિયે. જોઉં છું કે પરદેશમાં કંઈ પૈસા મળે તો!"

આ મુસાફરનું બોલવું સાંભળી કમળાશંકરને હસવું આવતું હતું તે મહા શ્રમે તેણે દાબી રાખ્યું. તે પોતાને એ નામે બોલાવતો હતો. આવી ટેવ ઘણાને હોય છે. કમળાશંકરે હસવું દબાવીને પૂછ્યું:–"તમે કિયે રસ્તે કમાવા ધારો છો?"

અજીતસિંહે પોતાની સારંગી કાઢી બતાવીને કહ્યું–"આહા! અમારામાં અક્કલ કે બુદ્ધિ ન હોત તો કંઈ કામનું ન હોતું. અમારા ઉસ્તાદની કૃપાથી કમાવાની અમને ફીકર નથી."

કમળાશંકર મનમાં બોલ્યો–"તે સારો ગવૈયો હોય એમ તેની વાતપરથી જણાય છે, પણ તેના દેખાવપરથી તો તેમ દેખાતું નથી! હું એની પરીક્ષા કરૂં." તેને કહે છે કે "જરા સારંગી વગાડશો?"

અજીતસિંહ તુરતજ કપડું લપેટી રાખેલી સારંગી કાઢી તાર મેળવીને વગાડવા લાગ્યો, અને એવું તો માથું ધુણાવવા લાગ્યો કે કમળાશંકરને તો લાગ્યું કે આને તે કંઈ રોગ થયો છે કે શું? તેણે ડોળા ચડાવી દીધા અને તેનું આખું શરીર ધ્રુણવા લાગ્યું. કમળાશંકરે પોતાનું હસવું માંડમાંડ દાબ્યું અને પૂછ્યું–"તમને ગાત આવડે છે?"

અજીતસિંહે જવાબ દીધો–"હા." એમ કહી તેણે આલાપ કરી ગાવા માંડ્યું. હવે તો કમળાશંકરનું હસવું દાબી શકાયુંજ નહિ આથી અજીતસિંહે ગાવાનું તથા બજાવવાનું બંધ પાડી દીધું, અને બોલ્યો–"જંગલામાં મોતી વેરવાં નકામાં છે. તમને અમારા ગાયાન કદર નથી. અમારા ઉસ્તાદ હોત તો કદર કરત, તમને અમાર ગાયનની સમજ પડી શકી નહિ તેથી હસવું આવે છે! ગોવિં દરાય અધિકારી મને દશ રૂપયાને પગારે રાખવા માગતો હતે પણ અમે તેને ત્યાં રહ્યા નહિ. તેણે અમને રાખવા સારૂ અમા બહુ બહુ ખુશામત કરી પણ અમે તે માનીજ નહિ!"

એક વિષ્ણુના મંદિરનો ગોવિંદરામ એક અધિકારી હતે અજીતસિંહને સારંગી બજાવવાનો શોક છે તો તે આગળ જતાં ક રીતે શીખી શકશે, એમ ધારી તેણે તેને પાંચ રૂપિયાના પગારે

રાખી લેવા ઇચ્છા માત્ર જણાવી હતી, પરંતુ આ અજીતસિંહ તો એથી છાપરે ચડી ગયા હતા કે મને બહુ સારૂં ગાતા બજાવતાં આવડે છે કે મારી માંગણી થવા લાગી. આમ તે અભિમાને ચડી ગયો હતો. ગાવામાં તે અનેક તરેહના ભાવો કરતો હતો; તેમ છતાં તેના ગાવા બજાવવામાં એટલી તો ભૂલો થતી કે ખરા ગવૈયાથી તે સહન થઇ શકતી ન હોતી. લખતાં ભણતાં તો તે શીખ્યોજ ન હતો. તે માનતો હતો કે લખવાથી તો કાગળ ઉપર માત્ર અક્ષરો દેખાય છે, પરંતુ ગાયનમાં તો શબ્દો બહાર આવે છે. લખતાં વાંચતાં તો સહુ કોઈ શીખી શકે છે, પણ ગાતાં બજાવતાં તો કોઇનેજ આવડે છે, અને તેમાં પણ મારા જેવું સરસ તો નજ આવડી શકે તેવું છે. દીવસ રાત્રિ બીજો ધંધો છોડી દઈ સારંગી લેઈ ગાવા શિવાય તે બીજુ કંઇ કરતોજ નહિ. મોટો ભાઇ રણધીરસિંહ ગામનાં ઢોરોને દોહોવા જતો હતો, તેને બબ્બે આના મળતા હતા, તે તે ઘેર લાવતો હતો, તેમાંથી અજીતસિંહ ચોરી લઇને સારંગી વગેરે લેતો હતો. આ વાત રણધીરસિંહના જાણવામાં હતી તેથી અકળાઇને તેણે તેને ઘરમાંથી કાઢી મૂક્યો હતો. તેથી તે બહાર જવા નીકળ્યો હતો. જતાં જતાં તે પોતાના ભાઇને કહેતો ગયો હતો કે—"તમે સોનું અને પીત્તળ પારખી શકતા નથી. તમને અમારી બુદ્ધિની બુજજ નથી. અમે તો જઇયે છિયે તે ઘણું કમાઇને આવીશું, પણ ત્યારે પછી તમે ભીખ માગવા આવશો તો પણ અમે તમને આપીશું નહિ.

અજીતસિંહનું મન શાંત કરવા માટે કમળાશંકરે કહ્યું—"તમે પરણ્યા છો?

અજીતસિંહે જવાબ દીધો—"નાજી! તમારા જાણવામાં કોઇ કન્યા છે?" તે ગમે તેવો મૂર્ખ હતો, તો પણ દિલનો અત્યંત ચોખ્ખો હતો, તેથી તે ઉપર પ્રમાણે ખુલ્લા દિલથી જરા હસીને બોલ્યો.

કમળાશંકર—"તજવીજ કર્યા વિના કેમ કહી શકું? પણ હવે તમે ક્યાં જશો?"

અજીતસિંહ—"અમે મુંબઇમાં ગોવિંદરાયજીને ત્યાં જઇયે છિયે. તેઓ આજથી ચાર પાંચ વર્ષ ઉપર દશ રૂપિયાના પગારથી અમને રાખવાનું કહેતા હતા; પણ ત્યારથી આજ સુધીમાં તો અમે

એટલું બધું નવું શીખ્યા છિયે કે કેટલીક બાબતમાં તો અમારા ઉસ્તાદથી પણ અમે આગળ ચાલી ગયા છિયે. અમને ખાત્રી છે કે જો અમને ૨૦ રૂપિયાનો પગાર નહિ મળે તોપણ રૂ. ૧૫ નો તો અવશ્ય મળશેજ. તેમાંથી ૫ રૂપિયા ખર્ચીશું અને દશ રૂપિયા બચાવીશું; અને એ રીતે એકાદ વર્ષમાં તો પરણવા જેટલું એકઠું કરી શકશું. કેમ, આ વિચાર તમને પસંદ છે કે?"

કમળાશંકરને આને જોઇ બહુ ગંમત મળી. તેણે વિચાર્યું કે મૂર્ખ માણસો કેટલીકવાર બહુ સુખી ને સંતોષી દેખાય છે; આ માણસ અને મને જ્યારે હું આ સમયે સરખાવું છું ત્યારે સ્થિતિમાં તો બંને બરોબર છિયે, પણ ફેર માત્ર એટલો જ છે કે મને માત્ર સાધારણ ગાયન આવડે છે ત્યારે આને તો બિલકુલ આવડતુંજ નથી, તોપણ હું મને અપૂર્ણ માની કંઇ વિશેષ દુઃખી જણાવું છું, ત્યારે આ પોતાને સંપૂર્ણ માની સુખી દેખાય છે! આ ઉપરથી જણાય છે કે સુખ દુઃખ પણ મનની માન્યતા ઉપરજ આધાર રાખે છે. આને જરા પણ મન પસંદ ગાતાં આવડતું નથી છતાં તે આશા રાખે છે કે તે ૧૫ રૂપિયા તો મેળવશેજ! અહા ઇશ્વર! મને પણ તેના જેવો સંતોષી કર! કે માનવા માત્ર તો સુખી થાઉં!' આ પ્રમાણેના વિચારમાં કમળાશંકર ગરક થઇ ઉદાસ બની ગયો. તેણે વિચાર્યું કે 'અજીતસિંહને જો તેના ભાઇએ કાઢી મૂકયો હોય તો તે આટલો સુખી દેખાય નહિ! દિલગીરી શું કહેવાય તેની તો તેને ખબરે નથી જણાતી! મને તો લાગે છે કે નોકરી મળવા સંબંધીની તેની આશા મનોરથ માત્ર છે, પણ જો તેને ચાકરી નહિજ મળશે તો તેને અત્યંત દુઃખ થવાનું છે.'

વાંચનાર! કમળાશંકરનો આ વિચાર તને ખરો લાગે છે? ભોળા અને સંતોષી માણસોને દુઃખ હોયજ નહિ! તેને નોકરી મળશે એમ ચોક્કસ આશા છે, તો ઇશ્વર તેને આપે પણ ખરોજ! અને કદી ન મળે તો પણ તેથી તેને દુઃખ તો થાયજ નહિ, કેમકે તેનું મન સંતોષીજ હોય છે. કેટલીકવાર સુધી વિચાર કરીને અંતે કમળાશંકરે તેને પૂછ્યું—"ભાઇ, તમે અગાઉ કોઇવાર મુસાફરી કરી હતી?"

અજીતસિંહ—"ના."

કમળાશંકર—"ત્યારે તમે મુંબઇ શી રીતે જશો?"

અજીતસિંહ—"પૂછતો પૂછતો જઇશ."

કમળાશંકર વળી વિચારમાં પડી ગયો—'હું આને મારી સાથે રાખું તો હું એક તો એકલો નહિ, વળી ગંમત પડે, પણ મારી પાસે પૈસા થોડા છે તેથી જો તેને મારે ખવરાવવું પડે તો પાંચ દહાડાનું ખાવાનું બે દહાડામાં પૂરૂં થઇ જાય!' જરા થોભીને તેણે અજીતસિંહને પૂછ્યું—"ભાઇ, મુંબઇ જવાને તમારી પાસે કંઇ નાણું છે?"

અજીતસિંહે પોતાની સારંગી બતાવીને કહ્યું—"આ અમારી દોલત છે. અમારૂં ગાયન સાંભળીને જેમ તમે હસ્યા તેમ સર્વ કોઈ હસતા નથી. માર્ગમાં કોઇ સમજુ માણસ મળી ગયો ને મારા ગાયનની કિંમત તેને જણાઇ કે પાંચ દિવસનું એકજ ઘડીમાં કમાઇ જવાના! જે ગાયનથી તમને હસવું આવ્યું તે ગાયનથી બીજાને રડવું પણ આવે!"

કમળાશંકર—"મને હસવું તમારૂં ગાયન ખરાબ લાગ્યાથી ન હોતું આવ્યું, મને તો તમારા કેટલાક ચાળા ઉપર હસવું આવ્યું હતું."

અજીતસિંહ—"જો તમે ગવૈયા હોત તો આમ બોલત નહિ. ગાયનની સાથે તાલ તો આપવોજ જોઇયે. કોઇ ગવૈયાઓને પુછી જોજો કે તાલ વિના ગાયન શોભે?"

કમળાશંકર—"વારૂ ઠીક છે. હવે આપણે બીજી વાત કરિયે. હું પણ મુંબઇ જાઉં છું. આપણે ત્યારે સાથેજ ત્યાં જઇએ તો!"

અજીતસિંહ—"વાહ વાહ! તો તો વળી બહુજ ઠીક પડે! પણ અમારી એક શરત તમારે પાળવી પડશે, ને તે એકે માર્ગમાં હું કંઇ ગાઉં ને તેના મને પૈસા મળે તો તેમાં તમારો ભાગ નહિ."

કમળાશંકરે આ શરતની તુરતજ હા કહી, અને બંને જણા તે ઝાડ નીચેથી ઉઠ્યા અને ચાલવા માંડ્યું.



## પ્રકરણ ૯ મું.

---

### પ્રવાસની પહેલી રાત.

અજીતસિંહ અને કમળાશંકર બંને સાંજના એક ગામ પાસેની ધર્મશાળામાં આવી પહોંચ્યા, અને રાત્રે ક્યાં સુવું તેની શોધમાં બંને પડયા, પરંતુ દરેક ઓરડી ભરેલી હતી, અને એક પણ જગ્યા ખાલી નહોતી; આમ તેમ ઘણી શોધ કર્યા પછી તેમણે ધર્મશાળાથી આઘે એક ઘર જોયું, તેમાં દીવો બળતો હતો. એ ઘરની આગળ આંબાનાં ઝાડોની ઘટા આવેલી હતી તેથી અંધારૂં થયા પછી એ દેખાતું નહોતું, અને મુસાફરોને ધર્મશાળામાં રહેવાની જગ્યા મળતી એટલે ત્યાં જતા પણ નહિ. કમળાશંકર અને અજીતસિંહને માલમ પડયું કે તે ઘરમાં કેટલાએક ઉતારૂઓ હતા, તોપણ ત્યાં એક બે માણસની જગ્યા થઇ શકે તેવું હતું.

એ ઘર એક ગાંધીનું હતું. તે ઘરમાં નહોતો. પણ ત્યાંથી થોડેક દૂર એક હાટ હતું ત્યાં તે ગયો હતો. કમળાશંકરે તેની વહુને કહ્યું— "તમારા ઘરમાં બે મુસાફરોનો સમાસ થશે?" ગાંધીની વહુએ પૂછયું—"તમો બંને શી ન્યાતના છો?" કમળાશંકરે કહ્યું—"એક બ્રાહ્મણ ને બીજો રજપૂત છે." ગાંધીની વહુ બોલી—"બે બ્રાહ્મણનો સમાસ થઇ શકશે. હાલ બે તો છે, તેમની સાથે રજપૂતને રાખી શકાશે નહિ. તેને પેલા ઝાડ તળે રહેવું હશે તો રહી શકાશે."

કમળાશંકરે અજીતસિંહની સામું જોયું અને તેને પૂછયું— "કેમ શી મરજી છે?"

અજીતસિંહ—"ઓટલાપર જગો છે ત્યાં મારાથી નહિ રહેવાય?"

સ્ત્રી—"ત્યાં તો ગાયો બંધાય છે."

અજીતસિંહ—"ગાયોનેજ ઝૂંપડા તળે બાંધો તો શી હરકત?"

સ્ત્રી—"ઝાડ તળે ગાયો બાંધીને પણ તારેમાટે જગો કરી દેવાને શું કંઇ અમે બંધાયાં છિએ? જો બિચારો મુસાફરી કરતાં શીખ્યો છો! સુવું હોય તો ઝાડ તળે સુ."

અજીતસિંહને આ સાંભળી બહુ લાગી આવ્યું. તેણે કમળાશંકરને કહ્યું—"ચાલો ગામમાં જઇને કોઈ જગો શોધી કાઢિએ. આપણાથી અહીં નહિ રહી શકાય."

કમળાશંકર મુસાફરીથી થાકી ગયો હતો તે બોલ્યો—"તમે તમારે તેમ કરો. હું તો અંહીંજ રહીશ."

અજીતસિંહને આથી વધારે ગુસ્સો ચડયો, તેથી તે બોલ્યો—"તમે તો અહીં જ રહેવાના! ત્યારે ભલે અમારી હવે છેલ્લી સલામ! અમે હવે તમને મળીશું નહિ." આમ કહી તે ચાલી નીકળ્યો, અને કમળાશંકર તે ગાંધીના ઘરમાં ગયો.

અજીતસિંહ તો થોડેક દૂર જઇ ઉભો. તે ધારતો હતો કે કમળાશંકર તેને પાછો બોલાવશે. કમળાશંકરને પણ પ્રથમ તો તેને પાછો બોલાવવાનો વિચાર આવ્યો ખરો, પણ તેણે તે વિચાર માંડી વાળ્યો અને તે તો ત્યાંજ બેઠો, કેમકે તેને લાગ્યું તે પોતાની મેળેજ પાછો આવ્યા વિના રહી શકશે નહિ; અને તે પ્રમાણે તે પાછો આવ્યો પણ ખરોજ! અજીતસિંહ થોડીવાર ઉભો ઉભો વિચારવા લાગ્યો કે તે મને બોલાવતો નથી તો કેમ જવાય? પણ રાત્રિ અંધારી હતી. જોકે ત્યાં કંઇ ભયતો નહોતુંજ, પણ તેને રસ્તો જડે તેમ પણ ન હોતું. આખરે લાચાર થઇ તે પાછો આવ્યો. તેણે કમળાશંકરને બોલાવીને કહ્યું કે, "રાતને વખતે તમને એકલા મૂકી જવું અમને ઠીક ન લાગ્યું માટે પાછા આવ્યા છીએ. તમે તમારે ઘરમાં રહેજો. બીજો કંઇ ઉપાય નથી. હું ઝાડતળે સૂઇશ." આમ કહેતાં તેણે વિચાર્યું કે—'હું આમ બોલીશ તો કમળાશંકર પણ ઝાડ તળે આવશે.' તેણે ધાર્યું કે જો તે નહિ જ આવશે તો રાત્રિના ગાઇને તેમને કોઇને ઉંઘવા નહિજ દઉં.'

કમળાશંકરનાં કપડાં મેલાં હતાં, અને તેના આ ઘરમાં આવતાં પહેલાં જે બે બ્રાહ્મણો આવેલા હતા તેમનાં કપડાં ધોએલાં હતાં. વાતચીત ઉપરથી માલમ પડયું કે તેઓ કોલેજના વિદ્યાર્થીઓ હતા. અને સીયાળાની રજા પુરી થઇ રહેવાથી તેઓ પાછા મુંબઇ જતા હતા. ગાંધીની વહુ તેમને માટે રાંધવા ખવરાવવાની તરખડમાં પડી ગઇ હતી, પરંતુ કમળાશંકર માટે તેણે છેક બે દરકારીજ રાખી

હતી. આખરે કમળાશંકરે ખાવાનું પૂછ્યું ત્યારે તેણે તેને રાંધી ખાવાની જૂદી જગા બતાવી, અને ઠામ વાસણ તથા લાકડાં ક્યાં છે તે બતાવી દીધાં. કમળાશંકરને આમ કર્યું પણ પેલા વિદ્યાર્થીઓને માટે તો તેની તેજ શ્રમ લઇ તૈયાર કરી આપવા લાગી હતી. કમળાશંકરને આથી ઠીક ન લાગ્યું તેથી તે બોલ્યો કે–"મારે બધું હાથેજ કરી લેવાનું હોય તો પછી અહીં રહેવામાં શો લાભ છે?" આ સાંભળી તે સ્ત્રી બોલી–" હું કંઇ તમને તેડવા આવી નથી." કમળાશંકરે વિચાર્યું કે 'અહીં ગુસ્સો કોણ ઉપર કરવો' એમ વિચારીને તે બોલ્યો–"કંઇ નહિ! હું તો હસું છું." એમ કહી તે કામે વળગી ગયો.

જે માણસને કોઇએ કંઇ કહ્યું ન હોય તેને જ્યારે મોટપણમાં દુઃખ આવી પડે ત્યારે બહુ વસમું લાગે છે, અને ધીરે ધીરે તેને દુઃખો સહન કરતાં શીખવાં પડે છે. વાંચનાર, એવી સ્થિતિ આપણા કમળાશંકરની આ સમયે હતી.

તેણે "હસું છું" એમ જવાબ દીધો. તેથી તે સ્ત્રી વધારે ગુસ્સે થઇને બોલી–"કોઇને ઘેર ઉતરવું ને વળી હસવું શું? ચાલ, મારા ઘરમાંથી નીકળી જા." આ અપમાન હવે કમળાશંકરથી સહન ન થઈ શક્યું તેથી તે બોલ્યો–"રાખ તારૂં ઘર, શું બીજે કોઈ ઠેકાણે રહેવાનું જ નહિ મળે કે! આમ કહી તે જવાની તઇયારી કરે છે એટલામાં ગાંધી પોતે ઘેર આવ્યો, તેણે આ ધાંધળ જોઈ કહ્યું–"શું છે?" સ્ત્રીએ વાત કરી ત્યારે ગાંધીએ કમળાશંકરને પૂછ્યું–"ભાઇ તમે શી ન્યાતે છો?" કમળાશંકરે કહ્યું–"બ્રાહ્મણ."

આ સાંભળી ગાંધી બોલ્યો–"મહારાજ! બ્રાહ્મણ છો? ત્યારે માફ કરજો. હું તમારે માટે સઘળું તૈયાર કરી આપું છું!

કમળાશંકર બેઠો. પેલા બે બ્રાહ્મણો ૧૯–૨૦ વર્ષથી મોટી વયના નહોતા, તેઓ પ્રાર્થના સમાજના શિષ્યો હતા. ગાંધી ઘરમાં આવ્યો તે વેળા તેઓ પ્રાર્થના કરતા હતા. આ જોઇ ગાંધીએ પોતાની સ્ત્રીને પૂછ્યું કે–"આ કોણ છે?" ત્યારે તે સ્ત્રી બોલી કે "તેઓ વિદ્યાર્થીઓ છે ને હાલ તેઓ પ્રાર્થના કરે છે તેથી તેમને વિઘ્ન કરતા નહિ!"

આથી ગાંધી બોલ્યો—"તે તેમને ઘરમાં કેમ આવવા દીધા? તને કોણે કહ્યું કે તેઓ બ્રાહ્મણ છે? તું જોતી નથી કે તેમણે આર્ય ધર્મ છોડી દીધો છે! તેમને કંઇ જ્ઞાતિ ભેદ જણાતો નથી." આમ કહી તે બંને વિદ્યાર્થી તરફ તમે બ્રાહ્મણ હો કે ગમે તે હો, પણ મારા ઘરમાંથી હમણાં ને હમણાં ચાલ્યા જાવ! અમે તમારો ધર્મ જાણતા નથી. તમારે અહીં રાંધવું ખાવું નહિ."

બંને વિદ્યાર્થીઓએ જોયું કે 'અત્યારે અંધારી રાત્રીએ ક્યાં જઇશું?' આથી તેઓ બોલ્યા કે "અમે પ્રાર્થના સમાજસ્થ નથી. અમે કંઇ પ્રાર્થના કરતા નથી. અમે તો અમારો પાઠ કરતા હતા!"

"તમે પાઠ કરતા હો કે ગમે તે કરતા હો. તોપણ અહીં તમારૂં કંઇ કામ નથી. ચાલો ઉઠો જલદી!" આમ ગાંધી માથું ફેરવી બેઠો. આમાં મુખ્ય કારણ તો એ હતું કે તેમાંના એકની નજર વારંવાર તે સ્ત્રીના તરફજ રહેતી હતી, તે ગાંધી પામી ગયો હતો.

ગાંધીએ તેમને કહ્યું—"તમે જાઓ છો કે નહિ? નકામી ધાંધળ શામાટે કરાવો છો?" તે બંને તો ચુપચુપ ઉઠી ત્યાંથી ચાલતા થઇ ગયા.

તેમના ગયા પછી તે ગાંધીએ પોતાની સ્ત્રીને કહ્યું કે— "આ બંને શું તારા સગા હતા કે તેમને માટે આટલી બધી કાળજી રાખતી હતી. તે તારા ભાઇ હતા? આવા સત્પાત્ર બ્રાહ્મણને માન નહિ આપતાં તેની એટલી બધી બરદાસ કરવા લાગી હતી, તે શું છે બોલ?" સ્ત્રીએ તો જવાબજ ન દીધો, આખરે તે ગાંધી પોતાને કામે વળગ્યો. કમળાશંકરે રાંધવા માંડ્યું, અને બહાર અજીતસિંહે પોતાનું મધુર ગાયન આરંભી દીધું! પેલા બે બ્રાહ્મણો ગયા પછી અજીતસિંહને પણ ઘરમાં જગો મળી. કમળાશંકરે રાંધ્યું ને તેઓ બંને જમ્યા, અને પછી બધાં સૂઇ ગયાં. કમળાશંકરને તો તે કોઇ દિવસ બહાર ગયેલો નહિ તેથી તેને આ વખતે ઘર યાદ આવ્યું. તેથી તેને ઉંઘ આવી નહિ, પણ અજીતસિંહ તો તુરત ઘોરવા લાગી ગયો. કમળાશંકરને ઉંઘ ન આવવાનાં કારણોમાં એ પણ હતાં કે એક તો તેને સુવાનો ઓરડો ઉઘાડો હોવાથી ટાઢ લાગતી હતી, તથા ઝાડનાં પાત્રાનો અવાજ પવનથી વધારે થતો હતો, અને ઘરમાં ઉંદરોનો ઉપદ્રવ

પણ ઘણો હતો. તેથી અજીતસિંહ બીહીને વારંવાર જાગી જતો અને કમળાશંકરને બોલાવ બોલાવ કર્યા કરતો હતો, એ બધાથી કમળાશંકરને ઉંઘ ન આવી. અજીતસિંહ બોલાવ બોલાવ કરતો તેથી તે ખીજાતો હતો. ત્યારે અજીતસિંહ કહેતો કે "તમે તો ઉંઘણસી લાગો છે. હું તો જરા ચલમ ભરૂં છું. પરદેશમાં બહુ ઉંઘવું એ ઠીક નહિ."

કમળાશંકર બોલ્યો—'ઠીક છે, પણ ભાઇ તમને તો સારંગી આવડે છે તેથી કમાઇ ખાશો, પણ મારે કેમ કરવું? મને તમે સારંગી શીખવશો?"

અજીતસિંહ બોલ્યો—"એમાં શું, આજથીજ શીખવવા તૈયાર છું."

કમળાશંકર—"ઠીક છે. હું પણ હમણાં જ શીખવા તૈયાર છું."

અજીતસિંહે સારંગી કાઢી તાર મેળવ્યા. તે બરોબર વાગે છે એવી ખાત્રી કરીને બોલ્યો—"હું વગાડું ને ગાઉં છું તે તું ધ્યાનથી સાંભળ." એમ કહી તેણે ગાવું શરૂ કર્યું, એટલે કમળાશંકરે ઉંઘવા માંડયું. તેણે ઉંઘવા માટેજ આ યુક્તિ કરી હતી, તેને કંઇ નહોતું આવડતું એમ તો નહોતું જ.

---

## પ્રકરણ ૧૦ મું.

### કાંચન અને સુવર્ણલતા.

વીરપ્રસાદ કરીને એક શ્રીમંત શેઠીઓ વલસાડમાં રહેતો હતો. તેને વારસામાં મળેલું વતન કંઇ મોટું નહોતું, પરંતુ સને ૧૮૫૭ ના સીપાઇઓના બળવા વખતે તે મોદીખાનાની નોકરી ઉપર રહ્યો હતો; તેમાંથી તેનો ભાગ્યોદય થવા લાગ્યો હતો. ઘણા લોકોને આમ દ્રવ્ય મળે છે, ત્યારે કૃપણ થઇ જાય છે, પણ વીરપ્રસાદમાં એ દોષ દીઠામાં આવતો નહોતો. તે તો મોકળે હાથે ખરચતો પણ હતો. દેવસેવા, ધર્મ દાન અને પરોણાગતમાં બહુ ધન ખરચતો હતો. તે પોતાને ઘેર પ્રત્યેક તેહેવાર પાળતો. ટુંકામાં તે ધર્મ પાળવામાં એકકો હતો; તેમ જ દ્રવ્ય એકઠું કરવામાં પણ એકકો હતો. ત્યારે

કે નરસે ગમે તે માર્ગે પણ ધન મેળવવું એટલું તે સમજતો હતો. માત્ર ખરચવું સારે માર્ગે એમ તે સમજતો હતો.

વીરપ્રસાદની સ્ત્રી મરી ગઇ એટલે તેણે ધંધો છોડી દીધો હતો અને ઘેર બેઠો. તેને બે છોકરાં હતાં. તેમાં એક દીકરાનું નામ કાંચન અને બીજી દીકરીનું નામ સુવર્ણલતા હતું. તે આ બંને છોકરાંને બહુજ ચાહાતો હતો. કાંચન મુંબઇમાં ભણતો હતો. બંને છોકરાંને પોતાની માતા મરી ગયાનું ઓછું ન આવે તેમ તેમની સાથે વર્ત્તતો હતો. વીરપ્રસાદની માતા હજી જીવતી હતી. તેણે તેને છોકરાંને ભણાવ્યાં હતાં, એકવાર વીરપ્રસાદ બ્હારથી આવ્યો ત્યારે સુવર્ણલતાને જોઇ નહિ, એટલે તેણે પોતાની માતાને પૂછ્યું–"માજી આજે સુવર્ણ ક્યાં ગઇ છે?"

આ બોલવું સાંભળી સુવર્ણલતા બીજા ઓરડામાં હતી તે એકદમ બ્હાર દોડી આવી અને બોલી, "કાકાજી! હું આ રહી, આ ઓરડામાં હતી!"

"બેટા, તું ઓરડામાં શું કરતી હતી? આ તારાં આંગળાં કાળાં કેમ છે?" વીરપ્રસાદે તેને હૈયામાં ચાંપીને પૂછ્યું.

"પિતાજી, હું લખતાં શીખતી હતી!"

"બાપુ, તારે લખતાં ભણતાં શીખીને શું કરવું છે?" વીરપ્રસાદે પૂછ્યું.

સુવર્ણલતા–"પિતાજી, ભાઇ મને શીખવે છે?"

કાંચન–"પિતાજી, તેમાં શી હરકત છે? હવે તો બૈરીઓ ઘણી ભણે છે."

વીરપ્રસાદ–"ભાઇ, ભલે શીખવ. પણ તું હવે પાછી રજા થઇ રહ્યા પછી મુંબઇ જઇશ, ત્યારે તેને કોણ શીખવશે?"

કાંચન–"આટલા દિવસમાં તેને કક્કો આવડી ગયો છે. હું જઇશ તે પહેલાં તે જોડાઅક્ષર અને બારાખડી પૂરી કરી લેશે, એટલે પછી મારા ગયા પછી તે પોતાની મેળે અભ્યાસ આગળ ચલાવી શકશે."

વીરપ્રસાદ–"મારી વ્હાલી બેટી, ત્યારે તો તું મારી લક્ષ્મી તો છેજ ને વળી સરસ્વતી પણ થવાની કેમ? બેન, બોલ, તું લક્ષ્મી થશે કે સરસ્વતી?"

સુવર્ણલતા—"અંને."

વીરપ્રસાદને તેનાપર બહુ હેત આવી ગયું.તેણે તેને ખુબ બોકીઓ લીધી, અને હેતથી બોલ્યો—"બહુ સારૂં! તારા ભાઇ પાસે જઇને શીખ." કાંચન સુવર્ણલતાનો હાથ પકડીને પાછો જે ઓરડામાં તેને શીખવતો હતો તે ઓરડામાં તેડી ગયો, અને વીરપ્રસાદ બ્હાર ગયો.

રજા પૂરી થઇ અને કાંચન પાછો મુંબઇ ગયો. સુવર્ણલતાએ પણ એટલા દિવસમાં બારાખડી પૂરી કરી લીધી હતી. જતી વેળા કાંચને તેને કહ્યું હતું કે—"બેન સુવર્ણલતા! હું મુંબઇથી તારે માટે એક ચોપડી મોકલાવીશ, અને હું ચૈત્ર માસમાં પાછો આવું તે પ્હેલાં તું તારી મેળે મને કાગળ લખશે તોજ હું આવીશ, અને ત્યારે હું તારે માટે એક સાડી લેતો આવીશ."

સુવર્ણલતા આ સાંભળી હસીને બોલી—"ભાઇ, નક્કી લાવશો કે? તમને તે યાદ તો રહેશે કે?"

કાંચન—"હા! હું તે યાદ રાખીશ!"

## પ્રકરણ ૧૧ મું.

### મંગળા.

કમળાશંકર ગયા પછી બે ત્રણ દિવસ તો મંગળાના લડયા વગરના ગયા, પરંતુ કોયલાને ગમે તેટલો સાબુ લગાવતાં પણ જેમ ધોળો થતો નથી તેમ સ્વભાવ મટાડયો મટતો નથી. હવે તેને લડવાનું કોઇ ન રહ્યું તો છેવટ તે રંભાનો વાંક શોધીને તેને વઢવા લાગી. ગમે તે છેડતી શોધીને તેને વઢતી હતી. રંભાએ પણ બે ત્રણ દિવસ તો સહન કર્યું પણ પછી તેણે મોઢું ચઢાવવા માંડયું, અને છેવટે તો તે સામી આખડી પડી. તે કંઇ મંગળાની ઓશિયાળી નહોતી કે આમ સહન કરે. બંને જણાં એક એકમાંથી જાય તેવાં નહોતાં. રંભા બોલી—હું કંઇ તારી ચાકરડી નથી કે તું આમ ગમે તેમ બકયા કરે છે તે હું તો મારે ઘેર જઉં છું. તું તારે સુઝે

તેમ કર." એમ કહી તે તો ચાલી ગઇ. રંભા ગયા પછી હવે ઘરકામ તમામ પોતાને કરવું પડવાનું, તેથી મંગળા ઘડીક તો પોતાના ઓરડામાં રડતી જઇને બેઠી, પણ આમ બેસી રહ્યાથી રાંધશે કોણ? એમ વિચારી તે કામે લાગી. ધારા પ્રમાણે રામશંકર બહારથી આવ્યો તેણે આજે મંગળાને રાંધતી જોઇને પૂછ્યું—"કેમ આજે રંભા કયાં ગઇ છે?"

મંગળા—"મેં તેને કાઢી મૂકી. રંભા પોતાની મેળે રીસાઇને ભાગી ગઈ હતી તે વાત તેણે છુપાવી.

રામશંકર—" કેમ તેણે શું કર્યું?

મંગળાએ તો તેના હજારો વાંકો કાઢવા માંડયા. રામશંકરે વિચાર્યું કે આને કોઇ સાથે બનતું નથી, તેથી તે બોલ્યો,—"કમળાશંકરને કઢાવ્યો ત્યારે તો રંભા સોનાની હતી, ને આજ થોડાજ દિવસમાં તે હવે કથીર થઇ ગઇ! તારે પણ કોઇ સાથે બનતું નથી. તું રોજ માંદી રહ્યા કરે છે. તારાથી રાંધવા સીંધવાનું કામ નિત્ય બનવાનું નથી, ત્યારે જો તું આમ કર્યા કરશે તો આપણું થશે શું?"

મંગળા છછણી પડી—"તમે વળી સંતાપમાં વધારો કરતા નહિ. અમે તો બળી રહ્યાં છિયે. તમારે માટે જમવાનું તો તઇયારજ છે."

રામશંકર—"અરે મારૂં તો ઠીક, પણ આ છોકરાંઓ ભૂખ્યાં રહેશે તેનું હું તો કહું છું."

મંગળા—"પણ અજાણ્યાં પાસે રંધાવવું તે ઠીક નહિ. કાલે મારી માને તેડી લાવીશ. 'મને અડચણ પડે છે' એમ તે જાણશે કે તુરત દોડી આવશે, અને તમને ફિકર રહેવા નહિ દઉં."

મંગળાનું આ બોલવું સાંભળીને ઘડિક સુધી તો રામશંકર સ્તબ્ધજ થઇ રહ્યો. સાસુ આવશે તો થઇજ રહ્યું, રામશંકરને તે છેક નાપસંદ હતું, કેમકે એથી તો તેનો ભાઇ, કાકો, બધાં ધીરે ધીરે ઘરમાં ભરાવા લાગશે. આખરે નિઃશ્વાસ નાખીને તે બોલ્યો—"અરે, હું કમળાશંકરથી શા માટે જૂદો પડયો?"

તુરતજ મંગળા ગુસ્સાથી બોલી ઉઠી—"શા માટે તે તમે જાણો! તેમાં કંઇ મારો વાંક નહોતો." રામશંકર કજિયો થશે જાણી શાંત રહ્યો, પણ તેણે ધાર્યું કે જો તેની મા આવશે તો તો થઇજ રહ્યું.

પોતાના વરને વિચારમાં ગરક થયેલો જોઇને મંગળા બોલી—"તમે તમારા ભાઇથી જુદા થયા તે હું શું જાણું? તેમાં મારો કંઇ વાંક હતો? મેં તો તે વખતે મને મારે પિયરે મોકલી દેવાનું કહ્યું હતું; અને હજી પણ તેમ જ કહું છું, માટે તેમ કરોને. મને મોકલી બંને ભાઇઓ પાછા ભેળા રહો, એટલે સુખી થશો! હજી કંઇ ભેળા ન થવાય તેમ તો નથી જ!"

આ સાંભળી રામશંકરને ભાન આવ્યું. તેને એમ હવે લાગ્યું કે કમળાશંકરને કાઢવામાં તેણે ભૂલ કીધી હતી. વઢકણું માણસ વઢવા લાગે તેને જો કંઇ જવાબ નહીં જ આપવામાં આવે તો તે વધારે વધારે ક્રોધે ભરાય છે. તેમ વળી મંગળા બોલી—"બોલો ને. હું અહીં રહીશ તો તમારે દુઃખ વેઠવાં પડશે. પછી સુખેથી રહેજો."

રામશંકરે તો ઉત્તર જ આપ્યો નહિ, પણ ઘડિક પછી તે બોલ્યો—"કેમ દલપત ક્યાં ગયો છે? કૃષ્ણા ક્યાં છે?" મંગળા બોલી—"દલપત તેના કાકાને ઘેર રમવા ગયો છે, અને કૃષ્ણા આ અહીં ઉંઘે છે.

રામશંકર—"ઉંઘે છે? શું તેને વાળું કરવું નથી?"

મંગળા—"ક્યાંથી વાળું તે કરે! રાંધનાર કોણ છે?"

રામશંકર—"રાંધનાર નથી તો શું છોકરાંને ભૂખ્યાં રાખવાં? હું પોતે રાંધીશ ચાલ, રાંધવાનો સામાન તો તૈયાર છે ને?"

મંગળા—"માત્ર ચોખા શિવાય તો બધું તૈયાર જ છે." આમ કહીને પણ તે કામે વળગી નહીં, પણ વળી પોતે ફરીને બોલી—"અરેરે! મારી તબિયત તો આજ કેટલી બધી બગડી છે?" આમ બોલીને તે તો પથારીમાં જઇને સુતી. રામશંકરે રસોડામાં જઇને રાંધ્યું, જમ્યો. અને પછી એક થાળીમાં ભરી મંગળા સુતી હતી તે ઓરડામાં લેઇ ગયો. ઘણીવાર બોલાવ બોલાવ કરી, ખૂબ ખુશામત કરી ત્યારે બેઠી થઇ જરા ખાધું. જમતાં જમતાં 'વોયરે' 'વોયરે' કરતી ગઇ, અને જાણે તબિયત સુતા પછી વધારે બગડી હોય, તેમ દેખાડવા લાગી હતી, તો પણ ખાવામાં તો જરા પણ છોડ્યું નહિ. મુખ ધોઇ બેઠી, પણ કેટલીકવાર સુધી તે કંઇ જ બોલી નહીં. મુખ સીવીને જ બેઠી. આખરે રામશંકરે પૂછ્યું—"હું

ધારૂં છું કે તેં દલપતને તારી માને તેડવા મોકલ્યો હશે!" મંગળા કંઇ જ બોલી નહીં, પણ હજી મુંગી જ બેશી રહી! શું જવાબ આપે? ખરેખર તેણે માને તેડવા દલપતને મોકલ્યો પણ હતો જ. આખરે રામશંકર પણ બોલ્યા વગર જઇને સૂઇ ગયો, અને મંગળા પણ સૂઇ ગઇ. તેની મા એવી હતી કે જરા ખોટે મશે પણ બોલાવે તો તુરત દોડી આવે તેવી હતી, તો પણ આજે જ્યારે દલપત તેડવા આવ્યો ત્યારે તેનો વર ઘરમાં નહોતો તેથી તે તુરત તેજ દિવસે તો આવી શકી નહિ જ. તે વિચાર જ કરતી હતી કે 'રાત ક્યારે પૂરી થાય ને જઉં,' એટલામાં તેનો છોકરો (મંગળાનો ભાઇ) ઘેર આવ્યો, તેનું નામ ચંદ્રશંકર હતું.

ચંદ્રશંકર શરીરે કાળો ને ઉંચો હતો, પરંતુ તેને પૂરતો ખોરાક મળતો નહોતો તેથી તેનાં હાડકાં દેખાતાં હતાં. તેનું માથું નાનું હતું. તે ભણેલો બિલકુલ નહોતો તેથી તેની માતા બહુ ચિંતા કર્યાં કરતી હતી. વળી જેમ અભણ હતો તેમ તે ટ ને ઠ બોલતો હતો. ચંદ્રશંકર ઘેર આવ્યો ત્યારે દલપતને જોઇ બોલ્યો— "અલ્યા દલપત, તું કેમ આવ્યો છે?"

દલપત તો કશું બોલ્યો નહિ પણ તેની માતા બોલી, "એ તો ઠીક પણ તું અત્યાર સુધી ક્યાં ગયો હતો?"

"ગમે ત્યાં ગયો હતો! કામે ગયો હતો!" ચંદ્રશંકર મોંએ ચઢાવેલો હતો તેથી તેણે બે પરવા જવાબ દીધો, અને પાછો તે દલપત તરફ જોઇને બોલ્યો, "અલ્યા કેમ આવ્યો છે?"

દલપતે જવાબ દીધો—"માજીને તેડી જવાને."

ચંદ્રશંકર આ સાંભળી હસી પડીને બોલ્યો "મા, લે, આ સાંભળ હવે. તે દિવસે તું કહેતી હતી કે 'બેન આપણા ઉપર હેત રાખતી નથી અને કોઇ દી તેડતી નથી.' પણ હવે આ જો તેડવા આવ્યો છે."

ચંદ્રશંકર આ વાત દલપતના દેખતાં બોલ્યો તેથી તેની માને બહુ માઠું લાગ્યું અને બોલી—"ચંદ્રશંકર, તારી આખી જીંદગીમાં પણ તને કદી અક્કલ આવશે કે નહિ જ આવે! મેં ક્યારે એવું કહ્યું હતું વળી!"

ચંદ્રશંકર–"મારામાં અક્કલ! ઠીક! તારામાં તો બમણી છે કે નહિ, તું તારૂં પોતાનું બોલેલું જ ભૂલી જાય છે! આજે બોલવું ને કાલે ભૂલી જવું!"

મૂર્ખ છોકરાં આગળ કંઇ પણ વાત કરતાં માબાપોએ કેટલું સંભાળવાનું છે, તે આ ઉપરથી ઠીક સમજાય છે, વાત બંધ પાડવા માટે તેની માતાએ કહ્યું, "ભાણેજને આપણે ઘેર આવ્યો છે તો તેને માટે જરા બજારમાંથી કંઇ ખાવું લેઇ આવ."

ચંદ્રશંકર–"એને દાળ મોકલી હતી તે ક્યાં ગઇ?"

ચંદ્રશંકર તરફ હવે તેની માતાએ ડોળા કાઢ્યા કે તે બોલતો બંધ રહે; પણ તે કંઇ એથી બ્હી જાય તેવો નહોતો. તે બોલ્યો;–આમ ડોળા કહાડીને કોને બ્હીવડાવે છે? મારામાં તો અક્કલ નથી, પણ તે દીવસે થાળી ભરીને દાળ મોકલી હતી તે ખોટી વાત છે? તેં વળી એ દાળ રાંધી પણ હતી. હું અત્યારે કંઇ લેવા કરવા જવાનો નથી."

માતા ગુસ્સા સહિત બોલી–"ચંદ્રશંકર!" એમ કહી 'તે માનશે નહિ' એમ ધારી તે ત્યાંથી ચાલી ગઇ! રાત્રે વાળુ ટાણું થતાં વાળુ કરી બધાં સુઇ ગયાં. બીજે દિવસે સહવારમાં જેવો રામશંકર ઉઠે છે તેવાં જ તેની સાસુ, ચંદ્રશંકર તથા દલપત ઘરમાં પેઠાં. 'આ તો આવી પણ,' એમ જોઇ રામશંકર તો થરથર કંપવા જ મંડી ગયો. મંગળા તો તુરત જ ઉઠી મા તથા ભાઇને આવકાર દઇ, બેસાડીને ઘરની ખબર અંતર પૂછવા લાગી. ચંદ્રશંકર તો જાણે પોતાનું જ ઘર હોય તેમ ઘરમાં ચારેમેર ફરી ખાંખાખોળ કરવા લાગ્યો. રાંધ્યું, ખાધું, અને ગભરાયલો રામશંકર તો હાશીસે ચાલ્યો ગયો. હવેથી તે તો ઘરમાં બ્હારના માણસ જેવો થઇ ગયો અને સાસુ ઘરમાં ધણીરણી થઇને રહી હતી. ચંદ્રશંકરને નિશાળે મૂક્યો, ને બેન તેને સારૂં સારૂં ખાવાનું પણ આપતી હતી.

---

# પ્રકરણ ૧૨ મું.

## તારાનો એકાંતવાસ જમુનાનું પરાક્રમ.

એક મહાન્ ગ્રંથકર્ત્તાએ કહ્યું છે કે હમેશનો સાધારણ વિરહ આપણને દુઃખ પેદા કરે છે, કારણ કે તે મૃત્યુનો મોટો વિયોગ આપણા ધ્યાનમાં ઉતારે છે! આ સંભવિત છે, તેમ છતાં ચાર ઘડીના વિયોગને સારૂ દલગીર થવાનું કારણ નથી. આપણે જાણિયે છિયે કે આપણા ભાઈઓ અને મિત્રો આપણને મૂકીને આજે જાય છે પણ તેઓનું કામ પુરૂં થયે તેઓ પાછા આવવાના છે; પરંતુ કેટલાકને આથી દીલાસો મળી શકતો નથી, કારણ કે તેમને મૃત્યુનો મોટો ભય હોય છે.

કમળાશંકરના ગયા પછી તારાને અત્યંત દુઃખ લાગ્યું. તેને વારંવાર એમજ વિચાર થતો કે—'મેં તેને શા માટે જવા દીધા? આ વિયોગ દુઃખના કરતાં તો ઘેર લાંઘણ કરી હોત તો તે વધારે ઠીક હતું! વળી ક્ષણભર તેને એમ પણ પાછો વિચાર થતો હતો કે—'હું કેવી એકલપેટી ને સ્વાર્થી છું કે મારાથી વિયોગદુઃખ માત્ર સહન ન થઇ શકવાને લીધે તેમને ભૂખે મરવા દેવાનું પસંદ કરૂં છું'! તે અપવાસ કરત તે પણ હું તો જોઇ શકત નહિ!' વળી ધણી પોતાની બાઇડી ક્યાં પડી છે, સુખી છે કે દુઃખી છે, તે કશાની ચિંતાજ રાખતો ન હોય અર્થાત્ બાઇડીને ધણીનું સુખ ન હોય, તેવી બાઇડીના ઉપર કોઇ દિવસ પણ ધણી જરાક પણ પ્રીતિ દેખાડે તો તે ઘણી લાગે છે. આ પ્રમાણે કમળાશંકર પણ તારા ઉપર કોઇ દિવસ પ્રીતિ બતાવતો નહિ. તેણે ચાલવા ટાણે જે પ્રીતિ બતાવી હતી, તેથી પણ તારાને બહુ લાગી આવતું હતું. તેને હવે પોતાના ધણીની આ નવી પ્રીતિ લાગી હતી. તે વિચારતી કે—'પરદેશમાં તે માંદા પડશે તો તેને ઓસડવેસડ કોણ કરશે?' કમળાશંકર ગયો ત્યારે તે બારીએ ઉભી તેને જોતી જોતી આ બધા વિચારો કરતી હતી, અને કમળાશંકર પણ જતે જતે વારંવાર પાછો ફરી બારી તરફ જોતો જોતો જતો હતો; એમ કરતે કરતે બંને દૂર પડી જઇ એકબીજાને જોતાં બંધ પડયાં હતાં. તારા નજરથી દૂર થઇ એટલે કમળાશંકરે ઊંડો નિઃશ્વાસ મૂકયો અને

તેની આંખમાં પાણી આવી ગયાં, તે તેણે લુછી નાખ્યાં અને ચાલવા લાગ્યો. તારાને પણ લાગ્યું કે–'હું દોડતી જઇ તેમને પાછા વાળી લાવું? પણ ઓ ઈશ્વર! એમ કરીને હું તેને શું સુખ આપી શકવાની હતી! હું ભૂખે મરી જઉં તોપણ ઠીક છે કે તેમને તો એટલી પીડા ઓછી થાય.' આમ અનેક વિચારોમાં તે ગરક થઇ પડી હતી.

જમનાએ ઘરનું કામ આટોપી લેઇ રાંધવાનું કામ શરૂ કર્યું, અને તારાને તે તેડવા ગઇ. આ વેળા બપોરનો એક વાગ્યો હતો. જમના આવીને જોય છે તો તારાને વિચારમાં ગરક દેખીને બોલી,–કેમ બાઇ! તમારા વરજ તમને મુકીને બ્હારગામ ગયા છે કે? બીજાંને તેમ થતું નહિ હશે કેમ?"

જમના તારાને કેટલું બધું ચાહાતી હતી, અને તેનો તેનાપર કેટલો ઉપકાર હતો, તે વાત આપણે જાણિયે છિયે. તોપણ આવી તેની બોલવાની રીતિથી તારાને કેટલું લાગતું જોઇયે? ઘણીવાર એમ હોય છે કે માણસનું બોલવું બીજાને દુઃખરૂપ થાય છે, તોપણ તે બોલનાર તેમ બોલવાથી તેને દુઃખ થશે એમ લેશ પણ જાણે નહિ. આમ ઘણીવાર બને છે. જમનાને કેવે પ્રસંગે શું બોલવું તેની ખબર નહોતી, પરંતુ તેના મનમાં કશો પણ મેલ નહોતો. તેના આ બોલવાથી તારા હજી તેના ધ્યાનમાંથી જાગી, તેથી તે હજી સમજી નહોતી. તે બોલી–"કાં જમના, શું કહે છે?"

જમના બોલી–"જમવું નથી! આમ રડયા કરો છો તે કયારે જમશો?"

તારા–"મને તો ભૂખ નથી લાગી તું તારે જમી લે."

જમના–આમ કેમ ચાલશે? મનસુખ હમણાં આવશે તે ભૂખ્યો હશે, ને આમ જમવાની વગર તઇયારી જોઇને કેટલો દુઃખી થવાનો?

હવે તારા જાગ્રત થઇ. તેણે જોયું તો ઘણું મોડું થઇ ગયું હતું અને મનસુખને આવવાનો સમય થઇ ગયો હતો, તેથી તે તુરત ઉઠી, અને રાંધવા લાગી. મનસુખ આવ્યો ને બધાં જમ્યાં. એ રીતે એક દિવસ ગયો. દુઃખનું ઓસડ દહાડા, તે પ્રમાણે તારાનું દુઃખ હવે ઓછું થતું ચાલ્યું. માણસને જો આમ ન થાય અને દુઃખ ચાલુજ રહે તો તે તેથી તવાઇ જઇને મરી જાય.

રામશંકર અને કમળાશંકર જુદા પડયા પછી થોડાક દિવસ કેડે ચંદ્રશંકર વગેરે રામશંકરના ઘરમાં આવી રહ્યાં હતાં. કમળાશંકર બ્હારગામ ન હોતો ગયો પણ ઘરમાં રહેતો હતો ત્યાં સુધી તો હજી પણ ઠીક હતું, પણ હવે તો એકલી પડેલી અનાથ તારાને રાત દિવસ ગાળોના વરસાદ વરસાવવામાં આવતા હતા, પરંતુ તે તો જાણે કંઇ સાંભળતીજ ન હોય તેમ મૂંગે મોઢે બેસી રહેતી હતી. જમીને બપોર થાય એટલે બોલવા લાગે, તે ગમે તેમ બરડવા માંડે.

એક દિવસે મંગળા ઓટલાપર ઉભીને બોલવા લાગી—"અરે જમના! તારો શેઠ ક્યાં ગયો છે? કપડાં ભાડે લાવવાને કે પૈસા ઉછીના લાવવાને? મેં તો ઘણા દિવસથી વાજું કે ગાયન સાંભળ્યુંજ નથી!"

જમના જવાબ દેવે હુશિયાર હતી, તે બોલી—"જો તું જીવતી રહી અને પરમેશ્વર જો તારી અક્કલનો ઉપયોગ કરવાની કૃપા કરે, તો તું ને સાંભળશે!"

આ જવાબ સાંભળીને મંગળા વધારે ગુસ્સે થઇ. તે ઘાંટો કાઢીને બોલી—"અલી, એ તું શું બોલી?"

જમના—"એ તો મેં પૂછ્યું કે—આજે શો વાર થયો?"

મંગળા—"જોઇ એની હિંમત?"

તારા—"મૂંગી રહે, જમના! બસ ચૂપ રહે! એની મરજીમાં આવે તેમ તેને બોલવા દે. કઠોર શબ્દે કંઇ હાડકાં ભાંગવાનાં નથી!"

જમના—"શું કરવા ન બોલું? એ એવડી તે શી મોટી છે કે મારે ન બોલવું?"

મંગળા ગાળો ભાંડતી ભાંડતી ઘરમાં પેસી ગઇ, અને જમના પણ ઘડીક સુધી બોલતીજ રહી અને પછી ઘરમાં ગઇ. મંગળા તો બીજમાં ને બીજમાં હાથ પગ પછાડવા લાગી. તેની માતા લડાઇ કરવામાં તેને વારંવાર મદદ કરે તેવી હતી, તોપણ જમના આગળ કોઇનું ચાલે તેમ નહોતું, તેથી તે પોતાની દીકરીને દિલાસો દેવા લાગી—"બેન, શાંત થા. જરા ઠંડી પડ. નીચ લોકોને બોલવાનું ભાન હોતું નથી. તારો વર ઘેર આવે ત્યારે તેને કહેજે,

જોઈયે તે શું કરે છે?" આટલામાં ચંદ્રશંકર ઘરમાં આવ્યો. પોતાની બેનને બીજાયલી જોઇને તથા પોતાની માતાના છેલ્લા શબ્દો સાંભળીને તે બોલ્યો "શું છે?" કંઇ પણ જવાબ કોઇએ ન આપ્યો તેથી તેણે ફરીને પૂછ્યું.

તુરતજ મંગળા છછણી પડી–"તું તો મૂર્ખનો સરદાર છે. જા તું તારે ગમે ત્યાં. તારામાં અક્કલ બિલકુલ નથીજ."

ચંદ્રશંકરને મૂર્ખ કહેવાય! તે પોતે તો મોટો અક્કલવાળો હતો. બેનના ઘરમાં આવેલો ત્યારથી તે ખાધેપીધે પણ સુખી થયો હતો. બેનનું આમ ક્રોધનું બોલવું સાંભળી તે વિચારમાં ગરક થઇ ગયો; તેટલામાં તેની માએ તેને બનેલી બધી વાત કહી દીધી. તે સાંભળીને ક્રોધથી બોલી ઉઠયો–"ઠીક છે. હું હમણાં જઇને એ જમનીની તો ખબર લઉં છું!" આમ કહી હાથમાં લાકડી લેઇ તે તારાના ઓરડા પાસે ગયો અને બોલ્યો–"બહાર આવ, રાંડ તું બહાર આવ! હું જોઉં તો ખરો કે તું આટલું બધું જોર કોની હિમ્મતથી કરે છે!" આમ કરતાં ચંદ્રશંકરને તેની મા કે બેને જરા પણ અટકાવ્યો નહિ. તેમને તો એમ હતું કે 'જો તે જમનાને એક બે મુક્કા મારે તો વધારે સારૂં.' ચંદ્રશંકરને જોસભેર આવતો જોઇ તારા તો ઓરડાનાં બારણાં દેવા દોડી, પરંતુ જમનાએ તેને તેમ કરતાં અટકાવી અને પોતે શાક છીનવાની છરી હાથમાં લઇ બારણા આગળ આવીને ઉભી અને બોલી–"પાઘડી બજવા! આવ તો ખરો જોઉં! તારાં નાક કાનજ કાપી લઉં!" આ સાંભળી તથા તેના હાથમાં છરી જોઇ ચંદ્રશંકર બીધો, અને જરા દૂર જઇને બોલ્યો–"શું તું મને મારવા ધારે છે? ઉભી રહે. હું પોલીસમાં જઇ ફરિયાદ કરૂં છું."

જમના–"જા, જાને! તારે જે કરવું હોય તે કરી લે! કોણ તારાથી બીહે છે!"

ગામમાં પોલીસ ચોકી હતી ત્યાં ચંદ્રશંકર ગયો અને તેણે ધાર્યું કે એક સીપાઇ તેનો ઓળખીતો હતો તેને તેડી લાવવો. ચંદ્રશંકર ચોકીમાં ગયો ત્યારે ઉપરી નાયક બધા સીપાઇઓને એકત્ર કરી કંઇ હુકમ આપતો હતો. ત્યાં જઇ ચંદ્રશંકર બોલ્યો–"સાહેબ, જમના મારાં નાક કાન કાપવા તઇયાર થઇ છે."

"તું કોણ છે? જમના કોણ છે?" નાયકે પૂછ્યું.

ચંદ્રશંકર–"હું રામશંકરનો સાળો છું."

નાયક–"પણ તારા બાપનું નામ શું?"

ચંદ્રશંકર–"તેનું તમારે શું કામ છે? જમના નામની ચાકરડી વઢતી વઢતી મારાં નાક કાન કાપી લેવા આવી તેથી હું ભાગીને અહીં ફરિયાદ કરવા આવ્યો છે, તેમાં મારા બાપને જાણી તમારે શું કરવું છે?"

નાયકે એક સીપાઇ તરફ જોઇને પૂછ્યું–"આને ઓળખે છે?"

પેલા ઓળખીતા સિપાઇએ તેના કુટુંબનો આખો ઇતિહાસ કહી સંભળાવ્યો.

નાયકે સીપાઇનું બોલવું સાંભળી રહ્યા પછી ચંદ્રશંકરને કહ્યું–"ઠીક છે. મેં તારી ફરિયાદ સાંભળી લીધી છે. તારાં નાક કાન કાપી લેવાનું તેણે કહ્યું તે બહુ ખોટું કર્યું!"

ચંદ્રશંકર–"ખોટું કર્યું! ઘણો મોટો જુલમ કર્યો છે! મહેરબાની કરી એ વાત ઉપર આપે લક્ષ આપવું જોઇયે!"

નાયક–"બહુ સારૂં. હું એનો વિચાર કરૂં છું, પણ તેણે તારાં નાક કાન કાપી નાખ્યાં કે માત્ર ધમકીજ આપી?"

ચંદ્રશંકરે તુરતજ પોતાના કાનપર હાથ મૂકયો, એ જોઇ નાયક બોલ્યો–"જે ફરિયાદ કરે છે તે તારે પુરવાર કરવી જોઇયે!"

ચંદ્રશંકર–"તેણે કાપ્યાં નથી પણ કાપવાની ધમકી આપી છે."

નાયક–એક બૈરીએ તને નાક કાન કાપવાની ધમકી આપી, અને તું તેની ફરિયાદ કરવા દોડી આવ્યો, તેમાં તને શરમ નથી આવતી?"

ચંદ્રશંકર–"અરે પણ તે કંઇ સાધારણ બૈરી નથી! તે તો રાક્ષસ જેવી છે. તેણે છરી ઉગામી તે વખતે જો તમે તેને જોઇ હોત તો તમે પણ ઉભી પૂંછડીએ નાઠા હોત!"

નાયક–એમ કે! ત્યારે તો ખરેખર તેને સજા કરવીજ જોઇયે! મારૂં કહ્યું માને તો તું પાછો જઇ તેની સાથે લડ, અને નાક કાન કપાય ત્યારે આવજે!"

ચંદ્રશંકર—"જો મારો એક કાન કાપવા દઉં તો પછી મારી ફરી યાદ ચાલી શકશે કે?" તે મૂર્ખ છોકરાએ જમનાને સજા કરાવવા સારૂ પોતાનો એક કાન કપાવવાનું પણ આમ કબુલ કર્યું!

નાયક—"એકજ કાન શું કરવા?"

ચંદ્રશંકર હવે સમજ્યો કે તે તો તેની મશ્કરી કરતો હતો તેથ તે હવે ગુસ્સો કરીને બોલ્યો—"ઠીક છે. જો તમે મારી ફરિયાદ નહિ સાંભળશો તો હું સાહેબ પાસે જઇશ."

નાયક—"એજ સહુથી સારો રસ્તો છે. આવી અગત્યની ફરિયાદો અહીં નોંધાતી નથી."

ચંદ્રશંકર જવાને ઉઠયો અને નાયકે પેલા સીપાઇને કહ્યું:–આપણે તેને કંઇ શિક્ષા આપિયે."

સીપાઇ—"શી શિક્ષા?"

નાયકે પાછાં ફરી બીજા સીપાઇને કહ્યું—"હરીસિંહ, આ છોકરાને કેદ કરો. એણે ખોટી ફરિયાદી કીધી છે."

હરિસિંહ એકદમ જઇ ચંદ્રશંકરને પકડી લાવ્યો. ચંદ્રશંકર તે ખીજવાઇ જઇને બોલી ઉઠયો—"હું કોણ છું તે તમે ઓળખતા નથ મારી મજાક કરવાથી તમે કેવાં ફળ ચાખશો? રામશંકર મારા બનેવી થાય છે તે તમે જાણતા નથી? મને કેદ કરવો એ કા સહેલું નથી!"

હરિસિંહ—"શેઠજી, તેમાં મને શું કહોછો? હું તો હુકમ પ્રમાણે વર્ત્તનારો! નાયકનો સક્ત હુકમ છે કે તમે વધુ ટકટક કરશો તે હાથકડી નાખીશું."

હાથકડી શું, તે ચંદ્રશંકર સમજતો નહોતો, તેથી તે આ સાંભળી ચમકયો, અને હરિસિંહને પગે પડી હાથ જોડી કાલાવાલા કરવ લાગ્યો—"હરિસિંહ, મને જવા દો, હું માફ માગું છું."

હરિસિંહ—"તમને જવા દેવાનો મને શો અખત્યાર છે?"

ચંદ્રશંકર—"પણ ત્યારે મારા ઓળખીતા પેલા સીપાઇને બે લાવી આપો."

હરિસિંહ—"તેનાથી અહી અવાય નહિ!"

ચંદ્રશંકર—"તેને પણ નહિ બોલાવો તેનું શું કારણ?"

આ પ્રમાણે ઘણા વખત સુધી તેણે કાલાવાલા કર્યા, પણ કંઇ વળ્યું નહિ ને સાંજ પડવા આવી ત્યારે તે રડવા અને કકળવા લાગ્યો. આથી નાયક તેની પાસે આવ્યો અને બોલ્યો–"હવે કોઈ દિવસ એવી ખોટી ફરિયાદ કરશે કે?"

ચંદ્રશંકર–"ના ના."

નાયક–"બોલ કોઇ દિવસ બઇરી સાથે લડશે કે?"

ચંદ્રશંકર–"ના, સાહેબ."

નાયક–"ઠીક. ચાલતો થા ત્યારે!"

ચંદ્રશંકર તુરતજ ત્યાંથી ઘેર દોડી ગયો. તે ઘેર આવ્યો એટલામાં રામશંકર પણ ઘરમાં આવ્યો. પોતાની વહુને ગુસ્સે જોઇને તેણે તેનું કારણ પૂછ્યું, મંગળાએ અથથી તે ઇતિ સુધી સઘળી વાત કરી, પણ તેમાં પોતાનો વાંક જરા પણ કહ્યો નહિ. તે કહી રહી એટલે વળી તેની માએ તેની પુષ્ટિમાં બેક વાત વધારીને કરી. રામશંકર આ વાત સાંભળીને તુરત ગુસ્સે થઇ ગયો, પણ તે જમનાને શું કરી શકે! તેનાથી તેને મરાય પણ નહિ, તેમ ફરિઆદ પણ ન થાય, માટે હવે તેનું શું કરવું તેનો તે વિચાર કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૩ મું.

### હિસાબ પાસ.

રામશંકર ઉંડી પહોંચવાળો હતો. તે ચાલાક હતો તેથીજ તેનો ભાગ્યોદય થયો હતો. પ્રથમ તે પાંચ રૂપિયાના પગારથી નોકર રહ્યો હતો, પણ હાલ તેને પચીશ રૂપિયાનો પગાર મળતો હતો, અને ખરેખર તો તેજ જમીનદાર જેવો ગણાતો હતો. ગામમાં તો, અફવા પણ ચાલી હતી કે તે ખરેખર જમીનદાર થવાનોજ. તેનું કામ જોઈ જમીનદાર પોતે પણ ખુશ રહેતો હતો, કેમકે બધું કામ તે કરી આપતો હતો, તેથી જમીનદારને ઘણી ફિકર ઓછી થઇ ગઈ હતી. હિસાબના ચોપડા તપાસતાં તેને ઘણોજ કંટાળો હતો. તે પોતે એશ આરામમાંજ રહેતો હતો, અને તાબાનાં માણસો

હોય ત્યાં આપણે શામાટે માથાફોડ કરવી, એવા વિચારનો તે હતો. સુધરેલા અને કેળવાયલા લોકો અતિ શ્રમ લેવાનું પસંદ કરતા નથી, આમ તે માનતો હતો. રામશંકરમાં અક્કલ, કૌવત અને ધીરજ એ ત્રણે હતાં. બીજાને સમજાવીને વાતચીતથી તેનું મન હરણ કરી લેવાની તેનામાં શક્તિ હતી. આ ગુણોને લીધે તે ઉદય પામે તેમાં નવાઇ જેવું નહોતું.

હાલ રામશંકરના હાથ નીચે સાત આઠ ગુમાસ્તા હતા; તેઓ બધા વિશ્વાસ પાત્ર હતા, તોપણ એ બધા કરતાં રામશંકર ઉપર જમીનદારને વધારે ભરોંસો હતી. રામશંકર હિસાબ તપાસી પાસ કરે એટલે થયું. ખરચ ખૂટણ પણ તમામ તેનાજ હાથમાં હતું. આમ કુલ મુખત્યારીથી તે કામ કરતો હતો.

એકવાર રામશંકર કાગળો હાથમાં લઇ જમીનદાર જે પોતાના એક મિત્ર સાથે બેઠો હતો ત્યાં આવ્યો, અને બોલ્યો—"આપણે શિવનું દેહેરૂં બંધાવ્યું તેના ખર્ચનો હિસાબ તઇયાર છે. તપાસી લેશો?"

જમીનદાર—"તેમાં કંઇ ભૂલચૂક નથી એમ ખાત્રી તમે કરી છે?"

રામશંકર—"મને તો ભૂલ લાગતી નથી, તો પણ આપ તપાસી જુવો તો સારૂં!"

જમીનદાર—"મારે તે તપાસવાની જરૂર નથી. તમે તપાસ્યો હોય તો બસ છે. કેમ હવે બીજું કંઇ કામ છે?"

રામશંકર—"નહિ સાહેબ! હમણાં કંઇ બીજું કામ તો નથી, પણ હિસાબના સરવાળા ફરી તપાસું છું."

જમીનદાર—"સરવાળો કેટલો છે?"

રામશંકર—"પ્રથમ અડસટો રૂ. ૨૪૦૦૦ નો કર્યો હતો, પણ ખર્ચ રૂ. ૩૧૩૧૩ નો થયો છે." આમ તેણે જરા ધીરે રહી ધ્રુજતે કહી દીધું. જમીનદાર પણ જરા આશ્ચર્ય પામ્યો, પણ પોતાના મિત્ર દેખતાં નાણાંની ફીકર કરવી વ્યાજબી નહિ ધારીને મૂગો જ રહ્યો. તેનો મિત્ર બોલ્યો—"અડસટા કરતાં હમેશાં ખર્ચ વધેજ, એવો નિયમ છે." જમીનદારે કાગળ લીધા ને તુરત તેમાં સહીઓ કરી રામશંકરને આપ્યા. હિસાબ પાસ થઇ ગયો કે તુરત રામશંકર કાગળો લઇ ત્યાંથી દુકાનમાં ચાલ્યો ગયો, અને ઘેર જઇ તેણે ઉચાપત કરેલા રૂપિયા તાબાના નોકરો સાથે વહેંચી લીધા.

## પ્રકરણ ૧૪ મું.

### જુના ઘરનું હવે શું કરવું?

રામશંકર એક તો વડો મુનિમ થયો અને વળી તેના ઘરમાં તેની સાસુ અને સાળો રહેવા આવ્યાં, એટલે હવે તેના ઘરમાં સાંકડ પડવા લાગી, આથી રામશંકરે દિવાનખાનું બંધાવવા વિચાર કર્યો, પણ મંગળાને તે ગમ્યું નહિ, કેમકે તેથી કમળાશંકર ભાગ માગે, આથી એમ ઠર્યું કે દિવાનખાના માટે નવી જમીન લેવી; પણ તેમાં એમ વાંધો ઉઠયો કે તે કોના નામથી લેવી? રામશંકર પોતાને નામે લે તોપણ કમળાશંકર પોતાના ભાગનો દાવો કરીને લેઇ જાય, અને મંગળાને નામે પણ એજ કારણને લીધે લેવાય તેમ નહોતું. આખરે ચંદ્રશંકરને નામે લેવી ઠરી. એ પ્રમાણે જમીન લીધી, અને હવે મંગળાની ખુશીનો તો પારજ રહ્યો નહિ.

શરૂઆતમાં તો દિવાનખાનુંજ બાંધવાનું હતું પણ પછી તો એક સારૂં મકાન બંધાવવામાં આવ્યું, અને રામશંકર તો તેમાં પોતાના કુટુંબ સાથે રહેવાને પણ ગયો. જુના ઘરમાં તો માત્ર તારા, જમના અને મનસુખજ રહ્યાં. હવે રામશંકરના ભાગના જૂનાં ઘરનું શું કરવું તે વિચારવાનું રહ્યું. જો તે કોઇને ભાડે ન આપે તો બગડી જઇને પડી જાય. આ બાબતમાં તેણે મંગળાનો અભિપ્રાય પૂછયો, ત્યારે તે હસીને બોલી-"પ્રથમ તમારો શો મત છે તે કહો, પછી હું કહીશ." રામશંકર બોલ્યો-"પ્રથમ તમેજ કહોને! મંગળા નખરાં કરી પ્યાર જણાવતી હસતી હસતી બોલી- "તમે બોલો, પછીજ હું તો બોલીશ."

રામશંકર-"હું તો બધું કમળાશંકરને આપવાનો વિચાર કરૂં છું!" આટલું બોલી મંગળા સામું જુવે છે તો તેના મુખ ઉપર શોકસમુદ્ર ઘેરાતો જોયો, તેથી તે ફરી બોલ્યો-"એમ તો મારો વિચાર છે પણ તમારા વિચાર વિના હું કંઇ કરૂં એમ તો સમજશોજ નહિ. હવે બોલો તમારો મત શું છે?"

મંગળા—"તમે મારા વિચાર પ્રમાણે ચાલશો? તમારૂં ઘર તે તમારી મરજીમાં આવે તેમ કરો."

રામશંકર તેના બોલવાનો અર્થ સમજી ગયો અને ઘણો બીધો તેથી તુરત બોલ્યો—"હમણાં એ વાત પડતી મૂકો. વળી બીજી વખતે એ વિષે વિચાર કરીશું. એક બે દિવસમાં કંઇ ઘર બગડી કે પડી જવાનું નથીજ."

## પ્રકરણ ૧૫ મું.

### ભાગ્ય વર્ણન.

વાંચનારને યાદ હશે કે આપણે કમળાશંકર અને અજીતસિંહને પેલા ગાંધીના ઘરમાં મૂકયા હતા. એ રાત તેઓએ ત્યાંજ ગાળી કાઢી. બીજે દહાડે સહવારમાં તેઓ ઉઠયા અને દાંતણ પાણી કરીને તેઓ પાછા મુંબઈ જવા ઉપાડયા. થોડી મજલ કાપ્યા પછી તેઓ એક ઝાડતળે આરામ લેવાને બેઠા. આગલે દહાડે અજીતસિંહ આખો દિવસ ગાયા કરતો હતો પણ આજે તો તે મુખ શીવીને બેઠો હતો. જ્યારે કોઈ વાતુડો કે બહુ બોલ્યો માણસ મૂંગો બેસી રહે ત્યારે તેના સોબતીને સ્વાભાવિક રીતે ચિંતા થાય છે, તે પ્રમાણે કમળાશંકરને ચિંતા થઈ, તો પણ તેને બોલાવાથી તે પાછો ગાવા મંડી જશે એવી ફિકરથી તેણે તેને બોલાવ્યો નહિ. તો પણ ઘડિક પછી કમળાશંકરથી રહેવાયું નહિ તેથી તે બોલ્યો—"અજીતસિંહ! શો વિચાર કરો છો?" અજીતસિંહે કંઇ જવાબ આપ્યો નહિ. કમળાશંકરે બીજીવાર પૂછયું, તો પણ અજીતસિંહે જવાબ નહિ આપતાં કહ્યું—"ભલા પાદરીઓ કહે છે તે બધું ખરૂં હશે?"

કમળાશંકર—"તેઓ શું કહે છે?"

અજીતસિંહ—"તેઓ કહે છે કે જો કોઈ ખ્રિસ્તિ થઇ જાય તો તેઓને અંગ્રેજી સ્ત્રી પરણાવે છે. આ વાત ખરી હશે?"

કમળાશંકર—"કેમ વારૂ? જો એ વાત ખરી ઠરે તો તમારે ખ્રિસ્તિ થઇ જવું છે?"

અજીતસિંહ—"અમને તો મન થાય છે ખરૂં, પણ તેમ કરતાં નાત બહાર જવું પડે તેનું શું કરવું? પણ કદી પ્રાર્થના સમાજી થઇએ તો તેઓ અમને સ્ત્રી પરણાવે કે કેમ?"

કમળાશંકર—"તેની મને ખબર નથી."

અજીતસિંહ—"પણ પ્રાર્થના સમાજી થવામાં કંઇ વટલાતા નથી એટલે તેમ થાય તો ઠીક પડે; તો પણ અંગ્રેજો અમને મડમ પરણાવે તો અમે ખ્રિસ્તિ થઇએ ખરા. અંગ્રેજી સ્ત્રી સારી હોય છે નહિ વારૂ?"

કમળાશંકર—"એ તો સહુ સહુની મરજી ઉપર છે, પણ જો તમે મડમને પરણો તો તેને ખવાડશો શું? તેને કપડાં કેમ પહેરાવશો?"

અજીતસિંહ—"તેની કંઇ ફિકર નથી. એ વિષે તો અમે વિચાર કરીજ રાખેલો છે. જો અમારે પરદેશ જવાનું હોય તો જઇયે. આપણા નશીબમાં જે હોય તેને તાબે થવુંજ જોઇએ."

કમળાશંકર—"એમાં તો કંઇ શકજ નહિ."

પછી તેઓ વળી રસ્તે આગળ ચાલ્યા, પરંતુ અજીતસિંહ હજી ગંભીરજ રહ્યો હતો. તે જરા રહીને બોલ્યો—"જે નશીબમાં લખાયું હોય તે કોઇથી ફેરવી શકાતું નથી. એ વિષે અમને એક વાત યાદ છે. તેમ જો અમારા નશીબમાં અંગ્રેજી મડમને પરણવું લખ્યું હશે તો તે મળશેજ."

કમળાશંકર—"તમારી વાત શી છે તે તો કહો!"

અજીતસિંહે નીચે પ્રમાણે વાર્તા શરૂ કરી:—

"એક ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેને વહુ તથા એક છોકરો હતો. એક વાર તે સૂતો હતો ત્યારે માથેના છાપરાના આડામાં પીંઢીયાં ઉપર એક દોરડું લટકતું દીઠું. તેણે પડખું ફેરવી ઉંઘવાનું યત્ન કર્યું પણ ઊંઘ આવી નહિ અને તેની નજર પાછી પેલા દોરડા ઉપર પડી, પરંતુ પ્રથમ કરતાં આ વખતે તો તેને તે વધારે લાંબું દેખાયું. તેને માલમ પડયું કે એક ઊંદર તે દોરડાંને ખેંચતો હતો. આ દેખાવ તે જોયા કરતો હતો તેટલામાં તો એકાએક એ દોરડાંનો સર્પ બની ગયો. તે પોતાની વહુ અને છોકરાને ઉઠાડવા જાય છે તેવામાં તો તે સર્પ નીચે ઉતરી વહુ તથા છોકરાને કરડયો. આથી

તે બ્રાહ્મણ ગભરાયો. વહુ અને છોકરો તો તુરતજ મરણ પામી ગયાં, અને સર્પ ઓરડાના બારણાની ફાટમાંથી બહાર નાસી ગયો. સહવારે તે સર્પે એક વાઘનું રૂપ ધરી એક ખેડુતને મારી નાખ્યો, અને વળી થોડી વાર પછી તેણે એક ગોધાનું રૂપ ધરી એક છોકરાને છૂંદી નાખ્યો. પેલો બ્રાહ્મણ તો સર્પને પકડવા તેની પાછળ પડયો હતો તેણે આ બધું જોયું. તે ગોધાને પકડવા જાય છે તેવામાં તે ગોધો એક ડોસો બની ગયો. તે બ્રાહ્મણ તેને પગે પડયો અને 'તેઓ કોણ છે' તે પૂછ્યું. પ્રથમ તો તે વૃદ્ધે તેને ઉત્તર આપવાની ના કહી પણ પછી તે બ્રાહ્મણે ઘણા કાલાવાલા કર્યા ત્યારે તેણે ઉત્તર આપ્યો કે; 'હું દૈવ છું, ને જેનું મૃત્યુ જે પ્રકારથી થવાનું હોય છે તે પ્રકારે કરી આપું છું.' બ્રાહ્મણે પૂછ્યું—'હું શાથી મરીશ!' તે વૃદ્ધ પુરૂષે જવાબ દીધો કે 'મૂર્ખ, એ કહેવાય નહિ.' આથી બ્રાહ્મણને સંતોષ નહિ થતાં તેણે તેનો કેડો લીધો તેથી તે બોલ્યો 'ગંગા નદીમાં તને એક મગર ખાઇ જશે.' આ સાંભળી પેલો બ્રાહ્મણ તો ઘેર જવાને બદલે પૂર્વ દિશા તરફ ચાલવા લાગ્યો, કારણ કે તે તરફ ગંગા નદી આવે તેમ ન હોતું. આખરે તે એક નગરમાં જઇને વસ્યો. ત્યાંના રાજાને કંઇ સંતાન નહોતું, પેલા બ્રાહ્મણને આ ખબર પડી એટલે તે રાજા પાસે ગયો અને કહ્યું, 'મહારાજ, મને ઘણા ઉત્તમ મંત્રો આવડે છે તેનો જપ કરાવો તો આપને સંતાન થશે.' રાજાએ તેમ કરવા હા કહી. આ પ્રમાણે તે બ્રાહ્મણે જપ કર્યાથી એક વર્ષમાં રાજાને પુત્ર અવતર્યો, અને પેલા બ્રાહ્મણને દરબારમાં રાખ્યો, અને કુંવર મોટો થયો ત્યારે તેનો ગુરૂ બનાવ્યો. રાજકુંવરનો અભ્યાસ પૂરો થતાં તેને મુસાફરી જવાનું ઠર્યું ત્યારે તે બ્રાહ્મણને તેની સાથે જવાનું ઠર્યું, તેથી તે બ્રાહ્મણે નમ્રતાથી કહ્યું—'હું બધી જગાએ જઇશ, પણ ગંગા નદી નહિ જાઉં' રાજાએ તેનું કારણ પૂછ્યું ત્યારે તેણે પેલી વાત કહી સંભળાવી. આ સાંભળી રાજાએ કહ્યું કે—'તમે ગંગા નદી નહિ જતા.' પછી તેઓ મુસાફરીએ ગયા. ઘણી ઘણી જગાઓએ ફર્યા પછી ગંગા નદી જવા સમય થયો. ત્યારે બ્રાહ્મણે ના કહી તો પણ રાજહઠથી કુંવરે કહ્યું કે—'રસ્તાપર મગર ક્યાં ખાવા આવનાર છે! એમ બીહો છો શું!' આથી તે બ્રાહ્મણને

ગયા વિના ચાલ્યું નહિ; તેઓ ત્યાં ગયા અને કુંવર નહાવા ગયો ત્યારે બ્રાહ્મણને કહ્યું કે 'તમે કાંઠાપર બેસી મંત્ર જપ કરજો કે સંકટ આવે નહિ.' લાચારીએ બ્રાહ્મણે કબુલ કર્યું. ઘણા લોકો નહાતા હતા તેમાં કુંવર પણ નહાવા પડયો અને બ્રાહ્મણ કાંઠે બેઠો મંત્ર જપ કરવા લાગ્યો. ઘણા માણસોના ઘોંઘાટથી તે મંત્રોચ્ચાર કુંવરથી સંભળાયો નહિ ત્યારે તેણે બ્રાહ્મણને કહ્યું કે 'આપણા માણસોના કુંડાળાની મધ્યમાં ચાલીને તમે અહી મારી પાસે આવી હું સાંભળું તેમ જપ કરો.' એ પ્રમાણે તે બ્રાહ્મણને પાણીમાં પણ જવું પડયું. નહાઇ રહ્યા પછી તે રાજકુંવરે તે બ્રાહ્મણને કહ્યું–'મહાશય હું પોતેજ દૈવ છું.' એમ કહી તુરત તેણે મગરનું રૂપ ધારણ કર્યું અને તે બ્રાહ્મણને એકદમ પકડી પાડીને ઉંડી ડુબકી મારી દીધી."

અજીતસિંહની આ વાત સાંભળીને કમળાશંકર જરા ચમકયો, અને ચિંતાતુર થયો. તુરતજ તેઓ બંને જણા રસ્તામાં એક દુકાનપર આવ્યા અને અજીતસિંહે તે દુકાનદારને પુછયું કે "અહીયાં કોઇ બે પ્રાર્થના સમાજી આવ્યા છે?"

તુરતજ કમળાશંકરે તેને પુછયું–"શા માટે પુછો છો? એમનું તમારે શું કામ છે?"

અજીતસિંહ–"અરે તમને રસ્તામાં જે કહેલું તે વાત જો તેઓ અહીં હોય તો પુછી લઇએ."

પણ એટલામાં તો તે દુકાનદારે જવાબ આપ્યો કે–"અહીં કોઇ છે નહિ." આ સાંભળીને અજીતસિંહ તો ઉદાસ થઇ ગયો, કેમ કે આગલી રાત્રીએ જે બે પ્રાર્થના સમાજી તેને મળ્યા હતા તેઓ અહીં મળશે એમ તેની લગભગ ખાત્રી હતી. મુસાફરીથી તેઓ બંને બહુ થાકી ગયા હતા તેથી તેમણે રાત્રિ અહીંજ ગાળી.



# પ્રકરણ ૧૬ મું.

## મુંબઇનો વૈભવ.

બીજે દહાડે સહવારમાંથી તેમણે તેમની મુસાફરી આરંભી, અને જેમ જેમ મુંબઈ નજીક આવતું ગયું તેમતેમ અજીતસિંહ વધારે વધારે ખુશ થવા લાગ્યો. મુંબઈ કેવું હતું તેની તેને ખબર નહોતી તેથી તેણે કમળાશંકરને પૂછ્યું, અને કમળાશંકરે તેનું વર્ણન કરવાને બદલે સામું પોતે મુંબઈ નહિ જોયાનું કહ્યું ત્યારે તેની જિજ્ઞાસા વધી હતી. તે બોલ્યો–"સહુ કહેછે કે 'મુંબઇ એક મોટું શેહેર છે,' તો શેહેર તે વળી કેવું થતું હશે?"

કમળાશંકર–"શેહેરમાં મોટાં બજારો હોય છે અને લોકો અગણિત અને સંખ્યાબંધ હોય છે."

અજીતસિંહ–"આપણે ત્યાં હાટ ભરાય છે ત્યાં લોકો એકઠાં થાય છે, તેટલાં લોકો તેમાં હશે?"

કમળાશંકર–"અરે! આપણે ત્યાં વળી મારકીટજ ક્યાં હોય છે? મોટાં શેહેરોનો તો તમને ખ્યાલજ જણાતો નથી! તેમાં પણ મુંબઇ તો મુંબઈ છે! તેના જેવડું મોટું શેહેર આપણા દેશમાં તો છેજ નહિ!"

અજીતસિંહ–"પણ ત્યારે એટલી બધી દુકાનો હોય તો પછી એટલો બધો માલ શી રીતે ખપતો હશે! આપણાં બજાર તો મોટાં હોય છે તો પણ તે હમેશાં ભરાતાં નથી!"

કમળાશંકર–" ઘરાક પણ રોજ કેટલા આવે છે તે ત્યાં ગયેથી તમને જણાશે, હંમેશાં લાખો રૂપયાનો માલ ખપે છે."

અજીતસિંહ તો આ સાંભળી આભો બની ગયો અને મુંબઈ ક્યારે જોઉં તેના આવેશમાં તેઓ બંને જોસભેર ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં થોડીવારે વળી અજીતસિંહ બોલ્યો–"વારૂ એ તો ઠીક પણ એટલાં બધાં ઘરાકો ક્યાંથી આવતાં હશે તે કહો તો ખરા!

કમળાશંકર આનો શું જવાબ આપવો તે ન સૂજ્યાથી જરા કંટાળ્યો પણ પછી બોલ્યો–"તમે જરા સબુર કરો બધું નજરે જોવામાં

આવશે. મને તે કહેતાં આવડતું નથી માટે તમે બહુ પૂછપૂછન કરો તો સારૂં. એમ કરતાં મુંબઈ આવ્યું તેમતેમ વસ્તીનો ઠઠ ને લોકોની ભીડ દેખાતી જોઇ વળી અજીતસિંહથી રહેવાયું નહિ તેથી બોલી ઉઠયો—"ભાઈ! આ તો કોઈ યાત્રા હશે કે કોઇ મેળો ભરાયો હશે!"

કમળાશંકર—"યાત્રા બાત્રા કંઇએ નથી ભાઇ! મને તો લાગે છે કે મુંબઇ જોઇ તમારી વૃત્તિ ઠેકાણે રહેતી હોય એમ જણાતું નથી! આપણે હજી તો મુંબઇ નજીક આવ્યા છિયે. શેહેર તો હજી હવે આવે છે, ત્યારે આગળ ઉપર ભીડ જોઇને તો તમે મારો જીવ ખાશો કે શું? આવડા મોટા શેહેરમાં ભીડ હોય તેમાં વળી નવાઇ જેવું તમને શું લાગે છે!"

અજીતસિંહ—"ત્યારે શું આ બધા લોકો મુંબઇ જતા હશે કે!

કમળાશંકરે હવે ટુંકેથી પતાવવા માંડયું તેથી બોલ્યો કે "હા!" વળી તેઓ મૂંગા મૂંગા ચાલ્યા. અને તેઓ ગ્રાંટરોડ આગળ આવી પહોંચ્યા ત્યારે એક ઘોડાગાડી જોઇને વળી અજીતસિંહ બોલી ઉઠયા—ભલા આ શું હશે!"

કમળાશંકરે હસીને કહ્યું—"ગાડી છે. તે તમે જોઇ નથી!"

અજીતસિંહ—"મેં ગાડી તો જોઇ છે, પણ આવી તો નથી જોઇ!"

કમળાશંકર—"એ તો બળધની ગાડી છે, પણ આ તો ઘોડાની છે."

અજીતસિંહ—"ત્યારે એ ઘોડાની ગાડી છે કે?"

કમળાશંકર—"હા. તમે કોઇ દિવસ સુરત જોયું નથી! ત્યાં એવી ગાડીઓ હોય છે."

અજીતસિંહ—"હું તો બળધની અને ઘોડાની ગાડી સરખીજ હશે એમ ધારતો હતો; ફેર એટલોજ કે ઘોડાગાડી ને બળધની અવજી ઘોડો જોડેલો હશે; પણ આ તો મિયાના ઘાટની છે તે મારેથી શી રીતે પરખાય!"

આમ વાતો કરતા કરતા તેઓ બન્ને ગ્રાંટરોડ ઉપર ચાલતે ચાલતે બે ટાંકી આગળ આવી લાગ્યા. એટલામાં તો ઘણી ઘોડા ગાડીઓ આવતી જતી જોઇને તેમજ ટ્રામગાડી ચાલતી જોઇને અજીતસિંહ તો ઘણોજ આભો બની ગયો હતો. એથી કરીને એક ઘોડાગાડી તેની એટલી બધી નજીક આવી ગઇ કે તે ગાડીવાળાએ

'બાજુ બાજુ' પોકાર્યા છતાં તેણે સાંભળ્યું નહિ તેથી તેને એક ચાબુક લગાડી ત્યારેજ તેને ભાન આવ્યું ને ખસ્યો, નહિતો તે ગાડી તળે ચગદાઇ જાત. કમળાશંકરે તેને એક ખૂણામાં લઇ જઇને સમજાવીને કહ્યું—"આ તમારૂં ગામ નથી. તમે ચાલો છો તે બહુ સંભાળીને નહિ ચાલો તો છુંદાઇ જશો. બોલો હવે ક્યાં જવું છે ?"

અજીતસિંહની બધી હિંમત જતી રહી હતી અને એક ગામડિયાની પેઠે આબો બની ગયો હતો તે બોલ્યો—"ભાઇ, હવેથી હું તમારો હાથ પકડીને ચાલીશ." અજીતસિંહે આ વખતે પોતાને ભયમાં જ એક નામે બોલાવ્યો.

કમળાશંકર—"તમે મારો હાથ પકડશો તો વળી આપણે બન્ને છુંદાઇ જઇશું, માટે તમે મારી પાછળ પાછળ ચાલ્યા આવો."

કમળાશંકરે પણ પ્રથમ મુંબઈ જોયું નહોતું, પણ તે એટલો બેવકુફ નહોતો, તો પણ મુંબઇના મોટા ને લાંબા રસ્તા, લોકો તથા ગાડી ઘોડાની ભીડ, અને લોકોની બેપરવાઇ જોઇ તેને પણ લાગ્યું કે આ નગરમાં આપણું ચાલી શકશે નહિ. આથી તે બોલ્યો "ભાઇ, આ શેહેર ઘણું વિચિત્ર છે. તેમાં વસતાં આપણને ઘણી આપદા વેઠવી પડશે, માટે આપણે બીજે ગામ થોડી ભીડમાં જઇ વસિયે તો સારૂં."

અજીતસિંહ તો અત્યારથીજ ગભરાઇ રહેલો હતો તેથી તુરત તેણે હા કહી, અને બોલ્યો—"આ બધા લોકો તો આ ગામમાં સુખી જણાય છે, પણ આપણે તો ચાબુક ખાવી પડે છે!"

કમળાશંકરે હસીને જવાબ આપ્યો—"હા! એ બધી મુંબઇની બલિહારી!"

અજીતસિંહ—હા! એ તો ખરૂં, પણ આપણે તો હવે અહીંથી જઇયે તો સારૂં! પણ આ ભીડ ચીરીને શી રીતે જવાશે!"

કમળાશંકર—"મેં સાંભળ્યું છે કે મુંબઇમાં જ માહીમ નામનું ગામ છે, ત્યાં ભીડ એટલી બધી નડતી નથી, માટે ત્યાં જઇયે, પણ હું માર્ગ જાણતો નથી; માત્ર એટલી ખબર છે કે તે ઉત્તર તરફ છે." માટે ચાલો આપણે ઉત્તર તરફ ચાલિયે." એમ કહી તેઓ પરેલ રોડ ઉપર આવી ઉત્તર તરફ ચાલવા લાગ્યા.

---

# પ્રકરણ ૧૭ મું.

## મિત્ર ભેદ.

બંને જણા ચાલતા ચાલતા કરી રોડ આગળ આવી પહોંચ્યા, ારે કમળાશંકરે કહ્યું–"ભાઇ કોઇને પુછો તો ખરા કે માહિમ ટલે છે?"

અજીતસિંહે તેમ કર્યું, જે માણસને તેણે પુછ્યું તે એક વેપારી તો. મુંબાઇમાં કોઇને કંઇ પૂછ્યું તો સીધો જવાબ ભાગ્યેજ મળે . તે વેપારી બોલ્યો–"તમે ક્યાંથી આવો છો?" અજીતસિંહે વાબ આપ્યો કે–"વાંસદાથી." વળી તે વ્યાપારીએ પૂછ્યું–"પ્રથમ ાઇવાર મુંબાઇ આવેલા નથી?"

અજીતસિંહે જવાબ દીધો "આવ્યા હોઇયે તો તમને શા ારે પુછિયે?"

વ્યાપારી–"હવે તમારે ક્યાં જવું છે?"

અજીતસિંહ–"ત્યારે એજ પૂછું છું ને! માહીમ ક્યાં આવ્યું?"

વ્યાપારી–" ઓ હો હો! આ તો મોટો તવંગર લાગે છે! ળી ગુસ્સો કરે છે! મને રસ્તાની ખબર નથી!" આમ કહી તે ાલ્યો ગયો.

કમળાશંકર–"કંઇ નહિ! ચાલો આપણેજ શોધી કાઢીશું."

ઘણે દૂર ચાલતે ચાલતે એલ્ફિન્સ્ટન રોડ આગળ આવ્યા ત્યારે ા બંને જણા થાકીને લીધે થઇ ગયા અને ભુખે બેવડ વળી ગયા. મળાશંકરે ધાર્યું કે કોઇને પૂછ્યા વિના તો કેમનું જવું? માટે છવું તો ખરૂંજ એટલામાં એક બ્રાહ્મણ મળ્યો, તેને કમળાશંકરે છયું કે–"કૃપા કરી માહીમ જવાનો રસ્તો બતાવશો?"

તે બ્રાહ્મણને તો કમળાશંકર સાથે કંઇ જુનું ઓળખાણ હોય ામ તેણે કમળાશંકરનો હાથ પકડી કહ્યું–"તેની તમે ફિકર ન કરો. ત્યાંજ જઉં છું. ચાલો મારી સાથેજ."

તેઓ ત્રણે ત્યાંથી ચાલ્યા તે માંડમાંડ છેક સાંજરે માહીમ હોંચ્યા, માર્ગમાં એક દેવળ આવ્યું તેમાં દર્શન કરી પાછા ફર્યા

એટલે પૂજારીએ આડે આવી હાથ ધર્યો ત્યારે કમળાશંકરે એક પૈસો આપ્યો, તેણે વધારે માગ્યું, એટલે બીજો એક પૈસો આપ્યો. પછી તે પૂજારી અજીતસિંહ પાસે ગયો ત્યારે તેણે તો કહ્યું કે 'હું તો આમનો ચાકર છું.' એટલામાં તો બીજા બ્રાહ્મણો એટલા બધા આવી પડ્યા કે તેમને તો તેઓએ ઘેરી લીધા અને ચારે મેરથી લૂગડાં તાણવા લાગ્યા અને કપાળમાં ચાંલાઓ કરવા લાગ્યા, તેથી તેઓ તો મુંઝાઇ ગયા અને કમળાશંકરની પૈસાની પાકીટ પણ કોઇએ ચોરી લીધી, આમાંથી બહાર શી રીતે નીકળવું તે પીડામાં પડ્યા. એટલી બધી ભીડ વધી હતી કે પેલો તેડી લાવનાર બ્રાહ્મણ તો દેખાયોજ નહિ અને કમળાશંકર તથા અજીતસિંહ પણ છૂટા પડી ગયા. માંડમાંડ અજીતસિંહ તો ગભરાટથી રડતો રડતો બહાર નીકળ્યો પણ હવે કમળાસંકરને ક્યાં શોધવો તે ન સૂજવાથી એક સ્થળે બેસી રડવા લાગ્યો. જેના બારણા આગળ બેસીને તે રડતો હતો તે ઘરનો ધણી બહાર આવ્યો અને અજીતસિંહને રડવાનું કારણ પૂછ્યું. અજીતસિંહે અથથી તે ઇતિ સુધી તમામ વાત કહી સંભળાવી. એ ઘરધણીને દયા આવવાથી તેને પોતાના ઘરમાં લીધો, અને જમાડ્યો. જમી રહ્યા પછી અજીતસિંહ તાજો થયો તેથી વિચારવા લાગ્યો કે–'આ કોઇ સારો ગૃહસ્થ જણાય છે તો આપણો હુન્નર બતાવવાનો આ સમય ઠીક છે.' આમ વિચારીને બોલ્યો–"શેઠજી મને ગાતાં વગાડતાં સારૂં આવડે છે તેથી અહીં કંઇ તેવી નોકરી શોધવા આવ્યો છું."

આ સાંભળી શેઠ બોલ્યો–"મને જરા સંભળાવશો ?"

તુરતજ અજીતસિંહે સારંગી કાઢી, જેવો કાઢી જુવે છે તો સારંગી તો ભાંગેલી દીઠી. જેના ઉપર તેનો બધો આધાર હતો તે આમ ભાંગેલી દીઠાથી તે તો એકદમ રડી પડ્યો, આ જોઇ શેઠે પૂછ્યું–"વળી શું થયું ?"

અજીતસિંહે સારંગી ભાંગી ગઇ તે બતાવી ત્યારે શેઠે કહ્યું–"તમે રડો નહિ, હું તમને નવી અપાવીશ."

અજીતસિંહ–"અરે સાહેબ! તમે મને નવી અપાવશો તોપણ આ તો ગર્ફજ! આનો જોટો તો મળનાર નથી?"

શેઠ–"આપણે સાથે સારંગી વેચનારની દુકાને જઈશું. પછી તપાસ કરીને લેજો."

પછી તે રાત્રીએ અજીતસિંહ સાંજ સુતો.

કમળાશંકર એકલો પડ્યો હતો અને તેની પાસે જે કંઈ હતું તે પણ તેણે ગુમાવ્યું હતું. તેથી તે ગભરાઈને એકલો બેઠો એટલામાં પેલો મૂળ બ્રાહ્મણ કે જેણે તેમને રસ્તો બતાવ્યો હતો તે મળ્યો. તેની પાસે જઈને કમળાશંકરે પૂછ્યું–"ભાઈ જરા ખાવાનું મળી શકશે?" બ્રાહ્મણે 'હા' કહીને પોતાની સાથે તેને તેડી ગયો, અને પોતા પાસેથી તેને કંઈ ખાવાનું આપ્યું અને રાતની રાત સાંજ પડી રહેવા પણ દીધો.

## પ્રકરણ ૧૮ મું.

### વીર પ્રસાદનું વસિયતનામું.

સુવર્ણલતા વાંચતાં લખતાં વગર અડચણે ઝડપથી શીખી રહી હતી. અને પોતાના ભાઈ કાંચનને પત્ર લખવાનું વચન આપ્યું હતું તેમાં તે પાર પડી હતી. કાંચને તે પત્ર ઘણા પ્યારથી વાંચ્યો, અને રજા પડતાં તે ઘેર પાછો ફર્યો ત્યારે બેન સારૂ કબુલાત પ્રમાણે એક સારી સાડી પણ લેતો આવ્યો હતો. આવીને તુરત કાંચને બેનને કહ્યું–"બેન તારા પત્રનો ઉત્તર હું લેતો આવ્યો છું!" આ સાંભળી સુવર્ણલતા એકદમ આવી ભાઈને વળગી પડી.

કાંચન–"તારે માટે આ સાડી હું લાવ્યો છું." એમ કહી સાડી આપી.

સુવર્ણલતાએ તુરતજ તે લીધી અને પ્હેરી એટલામાં વીરપ્રસાદ ઘરમાં આવ્યા, એટલે સુવર્ણલતા તુરત તેની પાસે જઈ બોલી–"પિતાજી, જુવો મારા ભાઈ મારે માટે આ સાડી લાવ્યા છે." એટલામાં કાંચન આવી પિતાજીને પગે પડ્યો આ જોઈ વીરપ્રસાદ તો કંઈ બોલીજ શક્યો નહિ. પછી તેણે પોતાનાં એ બંને બાળકોને હૈયામાં ઘાલ્યાં.

સુવર્ણલતાએ ભાઈ પાસેથી પાછો આગળ અભ્યાસ વધારવા માંડયો.

સુખના દિવસ જતાં વાર લાગતી નથી. તે પ્રમાણે વળી કાંચનની રજા પૂરી થવા આવી, ત્યારે એક દિવસે વીરપ્રસાદ બોલ્યો–"કાંચન, આ ફેરે હું તારી સાથે મુંબાઈ આવીશ."

કાંચન–"પિતાજી શું કારણ?"

વીરપ્રસાદ–"ભાઈ, હું હવે ઘરડો થતો જઉં છું. માટે કેટલાંક દસ્તાવેજોનો મારે પાકો બંદોબસ્ત હવે કરાવી લેવો જોઇયે. જો તેમ ન કરિયે ને હું મરી જઉં તો તમે રખડી પડો તેવું છે!"

કાંચન કંઇ પણ જવાબ દીધા વિના મૂંગો ઉભો રહ્યો, ત્યારે વીરપ્રસાદ બોલ્યો–"આમ વસિયતનામું કરવાથી 'હું મરી જવાનો છું' એમ સમજવાનું નથી, તો પણ હવે ઘડપણ આવ્યું છે અને ક્યારે મરાશે તે કંઇ નક્કી નથી, માટે ચોક્કસ કરી રાખ્યું હોય તે સારૂં! ઘણા બાપો વસિયતનામાં કર્યાં પછી ઘણાં વર્ષો સુધી જીવે છે, માટે તેમાં કંઈ દલગીર થવાનું કારણ નથી!"

પછી બાપ દીકરો બંને મુંબાઈ જવા ઉપડયા. મુંબાઈમાં આવ્યા પછી પોતાનાજ ગામનો એક હાઇકોર્ટનો વકીલ પ્રેમરાય નામનો હતો તેને ત્યાં વીરપ્રસાદ ગયો અને તેને પોતાનો વિચાર કહી બતાવ્યો. આ સાંભળીને પ્રેમરાયે કહ્યું–"તમારો વિચાર સારો છે! હું ખુશીથી ખરડો કરી આપવા તઇયાર છું! પણ તમારે માલમિલકત શી રીતે વેહેંચવાની છે?"

વીરપ્રસાદ–"મારી વૃત્તિ તો કાંચન અને સુવર્ણલતાને બંનેને સરખા ભાગ આપવાની છે. પુત્રનો વધારે અને પુત્રીને ઓછો ભાગ આપવો, એમ મારી વૃત્તિ થતી નથી!"

પ્રેમરાય–"એ વાત ઠીક છે, તો પણ ન્યાયની રૂએ જોતાં કાંચનને ગેર ઇનસાફ એથી તો મળશે! આપ જાણો છો કે દીકરીને જે આપશો તે તેને સાસરે જવાની?"

વીરપ્રસાદ–"આપ કહો છો તે વાત સારી છે, પણ સાહેબ મારી સુવર્ણલતાને સારાં સાસરાં મળશે તેની શી ખાત્રી છે? ત્યારે તો તે નઠારાં મળે તો હેરાન થાય, અને કાંચન તો ગમે તેવો પણ

પુરૂષવર્ગ છે તે કમાશે પણ ખરો! મારાજ પિતા મારે માટે કંઇ વારસો મૂકી ગયા નહોતા છતાં મેંજ આટલું મેળવેલું છે."

પ્રેમરાય–"બધી થઇ તમારી મિલ્કત કેટલી છે?"

અસલી વિચારના લોકો પોતાની મિલ્કતનો આંકડો બીજાને કહેવાને ખુશી હોતા નથી. તે પ્રમાણે વીરપ્રસાદે કહ્યું–"વસિયતનામું લખાવવાને તો હું આપ પાસે આવ્યો છું તો પછી મારી મિલકતનો આંકડો આપથી છાનો રાખવા ઇચ્છતો નથી, તો પણ જ્યારે આપ તે ખરડો લખવા માંડશો ત્યારે હું આંકડો કહીશ. તે કંઇ બહુ મોટો તો નથી જ."

આટલી વાત કર્યા પછી વીરપ્રસાદ ઉતારે ગયો.

આખરે વસિયતનામું તૈયાર કરવામાં આવ્યું. તેના ઉપર ધારાસરનો સ્ટાંપ મારવામાં આવ્યો. વીરપ્રસાદ પાસે ત્રીસ હજાર રૂપીઆની સરકારી લોન હતી. તેમાંથી પંદર હજાર સુવર્ણલતાને અને પંદર હજાર કાંચનને આપવાનો ઠરાવ કર્યો હતો. આ રકમો કાંચન લાયક ઉમ્મરનો થાય ત્યારે તથા સુવર્ણલતાનાં લગ્ન થાય ત્યારે તેમને સ્વાધીન આપવાનો ઠરાવ કર્યો હતો.

---

## પ્રકરણ ૧૯ મું.

### ચંદ્રશંકર અને જમના.

પોલીસ ચોકી ઉપર ચંદ્રશંકરની જે બરદાસ્ત કરવામાં આવી હતી તે તેણે કોઇની પાસે કહી નહીં; પરંતુ તારા અને જમના ઉપર વેર કેમ લેવું તેનો વિચાર તે હમેશાં કર્યા કરતો હતો. મંગળા પણ એજ વિચારમાં ગુંથાયલી પડી હતી. તે ધારતી હતી કે, રામશંકર ઘેર આવશે ત્યારે તે કંઇક કરશે, પણ તેણે તો કંઈ કર્યું જ નહીં. આથી તેણે જમનાને જાતેજ સજા કરવાનો નિશ્ચય કર્યો, તો પણ તેને ખુલ્લી રીતે માર મારતાં તો હીંમત ચાલી શકી નહીં.

એક રાત્રે વાળુ કર્યા પછી તારા અને જમના પોતાના ઓરડાનું બારણું વાસવું ભૂલી ગયાં અને સૂઇ ગયાં. પ્રથમ તો મંગળા

છાની માની તે ઓરડામાં દાખલ થઇને તારા અને જમના સૂતાં સૂતાં વાતો કરતાં હતાં તે બારણા પાછળ સંતાઇને સાંભળવા ઉભી.

તારા બોલતી હતી કે—"જમના, લગભગ ત્રણ મહિના થઇ ગયા તો પણ એક કાગળ પણ આવ્યો નથી. એ ક્યાં હશે? એને શું થયું હશે? આમ ખબર જ નહીં એ તે શું હશે!! મને હવે ચિંતા બહુ વધતી જાય છે!!!"

જમના—"તમે ફિકર શું કરવા કરો છો? પરદેશ ગયા છે ત્યાં તે વિલક્ષણ જોતા હશે, અને સ્વસ્થ થયા પછી કાગળ લખશે."

તારા—"એ વાત સાચી છે, પણ ત્રણ ત્રણ માસ કંઇ થોડા નથી!"

જમના—"પણ એમ કેમ કહેવાય કે ત્રણ માસથી તેઓ એક જ સ્થળે હશે! અને સ્વસ્થ થયા હશે; ગવઇયા કંઇ એક જ ગામમાં પડી રહેતા નથી. તે તો ગામે ગામ ફરે, તેથી કાગળ ક્યારે લખે!"

તારા—"આપણું નાણું પૂરૂં થવા આવ્યું. હવે શું થશે!"

જમના—"તમે જીવને નકામો ક્લેશ આપો માં. ઈશ્વર પૂરૂં કરશે."

તારા—"પણ જમના, પેલી ભાંગેલી પેટીમાં તું પૈસા રાખે છે તે તું ઠીક કરતી નથી. કોઇ ચોરી જશે ત્યારે?"

જમના—"એ પેટી ભાંગેલી છે એમ કોણ જાણે છે? હું કે તમે જ જાણીએ તે ચોરીએ તો છે! બીજું તો કોણ ચોરે?"

વાંચનાર જેને માથે આફત પડે છે તે થોડેથી બંધ પડતી નથી, પણ મારપર માર પડતો જ આવે છે. ઉપરની વાત સાંભળી મંગળા તો ત્યાંથી ખુશી થતી થતી તે વેળા તો ચાલી ગઇ, પણ હવે તેણે એ પૈસા ચોરી લેવાનો વિચાર કર્યો; પણ જાતે ચોરી કરતાં પકડાય તો ઠીક નહીં. તેથી તે તેમ કરતાં તો અટકી. બીજે દિવસે રામશંકર બહાર ગયો ત્યારે તેણે એ વિષે પોતાની મા તથા ભાઇ સાથે સલાહ કરી. ચંદ્રશંકર તો બહુ ખુશી થઇને તાણીને બોલી ઉઠયો—"બેન, તેની જરા પણ ચિંતા ન કરવી. એ કામ એકલો હું જ કરીશ, પણ બારણું ઉઘાડું હશે?"

તેની માએ જવાબ દીધો—"તેમાં કંઇ બીહીવાનું નથી. આજ પાંચ દિવસથી તો તેઓ બારણું ઉઘાડું મૂકીને જ સૂવે છે. પણ

ચંદ્ર, યાદ રાખજે કે જમના જાગતી હોય ત્યારે એ કામ કરવાનું નથી જ, માટે સંભાળજે !"

ચંદ્રશંકર–"મા, તેની તારે જરાએ ફિકર કરવી નહિ. મારે શરીરે હું તેલ ચોપડીશ, તેથી જો તે પકડશે તો પણ છોડાવી તુરત નાસી જઇશ."

આ વખતે મંગળા બારણામાં ઉભી હતી, તેણે જમનાને આવતી જોઇ તેથી બોલી–"ચુપ." આથી ચંદ્રશંકર વાત કરતો રહી ગયો. મંગળા ઘાંટો કાઢી બોલી ઉઠી–"ચંદ્રશંકર, તું આજે ઘેર જવાનો હતો ? તે કેમ જતો નથી ?" ચંદ્રશંકરે પણ તેવો જ ઘાંટો પાડી જવાબ દીધો કે,–"હમણાં તાપ બહુ પડે છે, તેથી હું તો સાંજનો જઇશ." છેક સાંજ પડી ગયા પછી તે ઘેર ગયો, તે છેક રાત્રે અગીયાર વાગે પાછો આવ્યો. મંગળાએ ઘરનું બારણું ઉઘાડું રાખ્યું હતું કે તે ઘાંટો પાડે નહિ. તાપ પડતો હતો તેથી તારા અને જમનાએ પણ બાર ઉઘાડાં જ રાખ્યાં હતાં. મનસુખ તે બંનેની વચ્ચે સુતો હતો, તે વખતે ચંદ્રશંકરે આવીને તારાના ઘરમાંથી બધા પૈસા ખુશીથી ચોરી લીધા અને પાછો પોતાના ઘરમાં પેસી ગયો. સહવાર સુધી તેને બહુ ભય રહ્યો, પણ સહવાર સુધી જેમની તેમ શાંતિ જોઇ તેને હિમ્મત આવી. શેહેરની માફક ગામમાં પૈસાનો રોજ ખપ પડતો નથી, તેથી તારાના ઘરમાં તે દિવસે કોઇએ પૈસા તપાસ્યા જ નહિ, તેથી બધું શાંત રહ્યું હતું.

બીજે દિવસે મનસુખ નિશાળે જવાને નીકળ્યો ત્યારે તેણે મા પાસે ફીના પૈસા માગ્યા. મહેતાજીએ તો ગઇ કાલે જ માગેલ પણ તે ભુલી ગયો હતો તેથી આજે હવે ચાલે તેવું ન હોતું. આ વખતે તારા કામમાં હતી તેથી તેણે મનસુખને પૈસા આપવા માટે જમનાને બોલાવી. જમના તપાસે છે તો પૈસા દીઠા નહિ, તેથી તેણે એમ ધાર્યું કે, "તારાએ બીજે મૂક્યા હશે.' આથી તેણે તારાને કહ્યું–"તમે મને છેતરી કે ?"

તારા–"શું છેતરી ?"

જમના–"અહો ! કેવાં અજાણ્યાં બનો છો ને !"

તારા–"જમના ! ખરેખર મને કંઇ ખબર નથી જ !"

જમના તારાના મુખ સામું જોઇ રહી અને તે ખરૂં બોલે છે એમ તેને લાગ્યું ત્યારે તે બોલી—"તમે પૈસા લીધા નથી?"

તારા—"હું તો કોણ જાણે કેટલા દિવસથી પેટી પાસે ગઇજ નથી."

જમના—"ત્યારે તો પૈસાની ખરેખર ચોરી થઇ!"

બંને જણાએ પેટી બરોબર તપાસી પણ વ્યર્થ! તારાને તો પરસેવો વળ્યો. તે બોલી—"જમના, હવે કેમ કરવું?"

જમના—"કંઇ જ રહ્યું નથી, પેલા હરામી બ્રાહ્મણે ચોરી કરી છે. એ કામ ચંદ્રશંકરનું છે. આટલા બધા દિવસ થયાં અહીંયાં છે અને કોઇ દિવસે ઘેર ગયો નથી, ત્યારે પરમ દિવસે એકાએક ઘેર કેમ ગયો? એ તો એજ પૈસા ચોરી ગયો અને ઘેર મૂકી આવ્યો. હવે મને યાદ આવ્યું, તે દિવસે બધાં બેસીને છાનીમાની વાતો કરતાં હતાં, અને હું પાસે ગઈ ત્યારે વાત બદલીને ઘાંટો પાડીને વાત કરવા માંડી. હું તો પોલીસ ચોકીપર જઇ છું અને જોઉં છું કે તે કેમ બચે છે!"

આટલું બોલી જમના બહાર ગઇ. મંગળા, ચંદ્રશંકર અને તેની માતા તો એ દિવસથી તજવીજમાંજ હતાં, પણ કંઈ જણાયું નહિ. આજે તારાના ઘરમાં જમનાને પોકારતી સાંભળીને ત્રણે જણાં હસતાં હતાં. જમનાએ બહારથીજ બૂમ પાડીને કહ્યું—"પૈસા કોણે ચોર્યા તે મે શોધી કાઢયું છે. એ બધું ચંદ્રશંકરનુંજ કામ છે. તે દિવસે તે ઘેર ગયો હતો કે કોઇને શક જાય નહિ. બીજું શું? હવે ડહાપણમાં પૈસા આપી દે, નહિ તો હું પોલીસમાં ખબર આપીશ. હું તમને બધાંને પોલીસને સ્વાધીન કરીશ."

ચંદ્રશંકર ગુસ્સો કરી બોલી ઉઠયો—"પણ તું કહે છે કોને? તારા પૈસા કોણે ચોર્યા? જો ફરી ચોર કહ્યો તો હુંજ તને પોલીસમાં લેઇ જઇશ."

જમના—"તું મને પોલીસમાં લઇ જવા પામવાનો નથી. એક વાર પોલીસમાં તું જઇને શો સ્વાદ ચાખી આવ્યો હતો?"

ચંદ્રશંકરે જોયું કે તેની એકવાર વલ્લે થઇ હતી તેની જમનાને ખબર પડી જણાય છે. આથી લડાઇ લાંબી ચલાવ્યા વિના

તે તો ઘરમાં પેસી ગયો. એટલામાં **રામશંકર** કચેરીમાંથી જમવાને ઘેર આવ્યો. તેણે **જમના**ને બોલતી સાંભળી હતી. તેમાં પોલીસની વાત સાંભળી તેથી ઘરમાં આવી તેણે પુછ્યું-"વળી આજે શું થયું છે?"

**જમના**એ જવાબ આપ્યો કે-"તમારા **ચંદ્રશંકરે** અમારે ત્યાંથી પૈસા ચોરી લીધા છે. તમે તે તુરત અપાવી દ્યો, નહીં તો હું પોલીસમાં જઉં છું."

**રામશંકરે** ઠંડે પેટે કહ્યું-"**જમના**, ગાભરી ન થા. તું મારી સાથે ઘરમાં ચાલ. હું તજવીજ કરૂં છું. પછી તારે પોલીસમાં જવું હોય તો જજે."

**જમના** તેની સાથે ઘરમાં ગઇ. **રામશંકરે** કપડાં બદલ્યા પછી **જમના**ને બધી વાત પૂછી. તે બોલી રહ્યા પછી **રામશંકરે** તે વાત માની નહીં. તો પણ **મનસુખ**ની ફીના પૈસા તેણે આપ્યા, અને કહ્યું કે-"હજી હું વધારે તજવીજ કરીશ ત્યાં સુધી જરા સબુર રાખવી." **મંગળા**એ પણ બધી વાત કહી દેખાડી, પણ તેથી **રામશંકર**ને શક પડ્યો. પોતાની વહુની વાત સાંભળી લીધા પછી તેણે કશો ઉત્તર દીધો નહીં, અને જમીને પાછો કચેરીએ જવા નીકળ્યો ત્યારે તેણે **જમના**ને બોલાવીને કહ્યું કે-"કોણે પૈસા લીધા તે કંઇ બરાબર માલમ પડી શકતું નથી, તો પણ તારે પોલી-લીસમાં જવાની કશી જરૂર નથી. તારા જેટલા પૈસા ગયા છે તેટલા હું ભરી આપીશ." આમ કહી તે ગયો. સાંજરે ઘેર આવ્યો ત્યારે તે પૈસા લેતો આવ્યો હતો.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### મનસુખની બે માતા.

**મનસુખ**ની **નિશાળ** પાડોસમાં જ હતી. તેમાં સાઠ સીત્તેર નિશાળીઆ ભણતા હતા. વચ્ચોવચ્ચ **મહેતાજી** સોટી લઇ બેસતા હતા. મોટા રોફથી તે ટેબલ ઉપર સોટી પછાડતા અને બોલતા હતા કે-"બોલતા જાઓ અને લખતા જાઓ. સીધા બેસો." ઇત્યાદિ. **કરૂણારામ** કરી એક વિદ્યાર્થી જરા મોડો આવ્યો તેને **મહેતાજી**એ

ઘાંટો પાડી કહ્યું—"અલ્યા આમ આવ." એમ કહી સોટી ઉપાડી. કરૂણારામના તો પગ ધ્રુજવા લાગ્યા, પણ ધીમે ધીમે પાસે ગયો. જમણા હાથમાં બે ચાર પ્રહાર કરી મહેતાજી બોલ્યા—"અલ્યા કેમ મોડો આવ્યો?" તેણે જવાબ આપ્યો કે—"જમવાનું મોડું થયું." પછી બેસવાનું કહ્યું. વળી મહેતાજી પોકારી ઉઠયા—"અલ્યા કરૂણારામ આમ આવ." વળી તે બાપડો ધ્રુજતો ગયો. તેના વાંસામાં ચાર પાંચ ફટકા સોટીના લગાવી કાઢી મહેતાજી પોકારી ઉઠયા—"અલ્યા ફી કયાં છે? લાવ." છોકરા પાસેથી આ મહેતાજી ફી શીવાય પણ પૈસા લેતો હતો. ફી શીવાયના પૈસા મા બાપ ન આપે તેથી છોકરાઓ ઘરમાં ચોરી કરતાં શીખતા હતા. કરૂણારામે જવાબ દીધો કે—"કાલે આપીશ." પછી મહેતાજીએ મનસુખ પાસે પૈસા માગ્યા. તેણે કહ્યું—"કાલે લાવીશ." પણ મનમાં તો તે બાપડાને હતું કે, 'કયાંથી લાવીશ.' મહેતાજી બોલ્યા—"આ ત્રીજી વાર તેં વાયદો કર્યો છે. હવે કાલે નહીં લાવશે તો વાંસો તૈયાર રાખજે." નિશાળેથી છૂટયા પછી મનસુખે એક ધર્મચંદ નામના છોકરાને કરગરીને કહ્યું—"મારા ઘરમાં પૈસા નથી તે જો તું મને ઉછીના આપે તો ઠીક, નહીં તો મારે કાલે સોટીઓ ખાવી પડશે."

ધર્મચંદ—"તારી મા નથી આપતી?"

મનસુખ—"તેની પાસે હાલ નથી ત્યારે જ માગું છું ને."

ધર્મચંદ—"તને ખાવું ખાવાને પૈસા મળતા હશે તેમાંથી કેમ બચાવી રાખતો નથી?"

એ કેવો પ્રશ્ન! મનસુખને ખાવાનું મળતું કયાં? તેની આ બાળક છોકરાને શી ખબર પડે. મનસુખે જવાબ દીધો—"મને ખાવાના પૈસા મળતા જ નથી."

ધર્મચંદ—"ખાવાના પૈસા તને નથી મળતા ત્યારે તું રજામાં શું ખાય છે?"

મનસુખ—"ખાવાનું ઘરમાં હોય અને મારી મા મને આપે તો તે ખાઉં, નહીં તો ભૂખ્યો જ રહું છું?"

ધર્મચંદ—"તું ઘેર જઇ ખાવાનું માગે છે ખરો?"

**મનસુખ**—"ના."

**ધર્મચંદ**—"કેમ? માગ્યા વિના કેમ મળે?"

**મનસુખ**—"જો હું માગું અને ઘરમાં ન હોય તો મારી મા રડવા માંડે તે મારાથી ખમાતું નથી. માટે હું માગતો જ નથી. જો હોય તો તો તે મેળેજ વગર માગ્યે આપે છે." આટલું બોલી **મનસુખ**ને રડવું આવ્યું અને દડદડ આંસુ પડવા લાગ્યાં. આથી **ધર્મચંદ**ને દયા આવી ગઇ. તે બોલ્યો—"તારો ભાઇ **દલસુખ** તને ખાવાનું કેમ નથી આપતો?"

**મનસુખ**—"તે તો તેમ કરે, પણ તેની મા તેને વઢે છે. રખેને તે મને કંઇ ખાવાનું આપે, તેટલા માટે તેની મા તેને પોતાની રૂબરૂ બેસાડી ખવરાવે છે."

**ધર્મચંદ**—"ચાલ મારે ઘેર, આપણે ખાવું ખાશું અને તને ફીના પૈસા પણ મારી મા પાસે અપાવીશ."

**મનસુખ**—"તારી મા નહિ આપશે તો, તુંજ મને આપજેને."

પછી બંને જણા **ધર્મચંદ**ને ઘેર ગયા, **મનસુખ** બહાર બેઠો. **ધર્મચંદે** મનસુખની બધી વાત પોતાની માતાને કહી, પછી માના કહેવાથી તે બહાર આવી **મનસુખ**ને ઘરમાં તેડી લાવ્યો. **મનસુખ**નો રડતો ચહેરો જોઇ **ધર્મચંદ**ની માતાને પણ ઘણી દયા આવી, ને તે બોલી—"બાપુ, તું બહાર કેમ બેસી રહ્યો?" **મનસુખે** કંઇ જવાબ આપ્યો નહિ. પછી **ધર્મચંદ**ની માતાએ તે બંને છોકરાઓને ખાવાનું આપ્યું. ખાવું લેવાને **મનસુખે** હાથ ધર્યો એટલે તે બોલી—"બચ્ચા, તું કોની પાસે માગે છે?" **મનસુખે** શરમાઇને માથું નીચું કર્યું ને બોલ્યો—"તમારી પાસે." **ધર્મચંદ**ની માતા બોલી—"હું કોણ છું?" **મનસુખે** જવાબ ન દીધો એટલે તે બોલી—"જવાબ દેશો તો વધારે આપીશ." હજી પણ **મનસુખ** બોલ્યો નહિ, ત્યારે તે બોલી—"જો તું મને એમ કહે કે 'મા, મને ખાવાનું આપો' તો હું તને પણ આપીશ." પછી શરમથી મહા મુશ્કેલીથી **મનસુખ** તેમ બોલ્યો—તુરતજ તે **ભલી** બાઇએ તેને તેડી લઈ, હૈયામાં દાબી ખૂબ બક્કીઓ લીધી, ને તેને પુષ્કળ ખાવાનું આપ્યું, પછી **મનસુખ**ને કહ્યું,—"ભાઇ, તું નિત્ય નિશાળેથી છૂટે ત્યારે અહીં આવતો જજે હોકે! વચન આપ." **મનસુખે** વચન આપ્યું. પછી તે **ભલી** બાઇએ **મનસુખ**ના હાથમાં

એક રૂપિયો મૂક્યો અને કહ્યું—"હવે તમે બન્ને બહાર જઇને રમો, અને મનસુખ, તું ઘેર જાય તે પહેલાં મને મળીને જજે હો કે!" મનસુખે 'હા' કહી ને તે બન્ને બહાર રમવા લાગ્યા.

## પ્રકરણ ૨૧ મું.

### યાત્રાળુમાં અજીતસિંહ.

અજીતસિંહ માહિમમાં પેલા શેઠને ત્યાં રહ્યો હતો તેણે તેને એક સારી સારંગી વેચાતી લેઇ આપી, અને દિવસે જ્યારે સહુ સહુના કામમાં ગૂંથાયલા હોય ત્યારે તે વગાડતો હતો. એ શેઠને ત્યાં કોઇ મળવા આવતું ને તે, 'આ કોણ છે?' એમ પુછતું ત્યારે તે શેઠ તો જવાબ આપતા આપે તેટલામાં તો તે પોતેજ બોલી દેતો કે, "અમે ગાયનનો ધંધો કરિયે છિયે. આ શેઠને ત્યાં રહિયે છિયે અને તેમની પાસે ગાઇયે છિયે તથા આ સારંગી વગાડિયે છિયે."

ખરી વાત તો એથી ઉલટીજ હતી કે શેઠને ત્યાં તે એક ચાકરનું કામજ કરતો હતો. તેનો આવો ખોટો જવાબ સાંભળીને શેઠ તેને ખોટો પાડતો નહિ, પણ તેના આવા સ્વભાવ માટે તે મનમાં હસતો હતો. શેઠના બારણા પાસેના રસ્તા ઉપર કોઇ નીકળે કે તેને બોલાવીને 'ક્યાંઇ હરિકીર્તન થનાર છે? અથવા કંઇ મેળો ભરાવાનો છે? ઇત્યાદિ પ્રશ્નો પૂછતો હતો, પણ કોઇ તેને કશી ખબર આપતું નહિ. તેને તેથી ચેન પડતું નહોતું. ઘરમાં ગમે નહિ તો પણ તે બ્હાર જતો નહિ, કેમકે બ્હાર જવાથી ભૂલાં પડી જવાની તેને દેહેશત લાગી ગઇ હતી. આથી કદી કોઇ તેને મેળો ભરાવાની ખબર આપત તો પણ તેની ત્યાં જવાની હિંમત તો ચાલતજ નહિ.

એક દિવસ તે કંઈ વિચારમાં ગરક થઇ બેઠેલો હતો અને શેઠે તેને હાક મારી બોલાવ્યો, પણ તેણે તે સાંભળી નહિ; તેથી શેઠે બીજી હાક મારી. આ વેળા તે જાગ્યો ને ઉંચું જુવે છે તો શેઠ બ્હાર જવાનાં કપડાં પહેરી ઉભેલા હતા. અજીતસિંહ બોલ્યો—"શેઠજી, ક્યાં જશો? અમને બોલાવ્યા?"

શેઠ–"હા. મારી સાથે ચાલો હું મેળામાં જાઉં છું. તમને મેળામાં જવું ગમે છે ને?"

આ સાંભળી અજીતસિંહ લાગલો તઇયાર થઇ ગયો ને શેઠની સાથે ગયો. શેઠને તો પેલાં દેહેરાં તરફ જતો જોઇને તે ગભરાયો અને શેઠને તેણે પૂછ્યું. "શેઠજી, મેળો ક્યાં ભરાવાનો છે?"

શેઠ–"આ દેહરાં આગળ."

અજીતસિંહ–"ત્યારે તો પાસેજ જણાય છે!"

શેઠ–"હા."

અજીતસિંહ–"ત્યારે તો તમે જ જાઓને! હું તો નથી આવતો."

શેઠ–"કેમ નથી આવવું? તમને મેળામાં જવાની તો બહુ હોંસ હતી?"

અજીતસિંહે પેલા દિવસની વાત કહી અને બોલ્યો–"શેઠજી, હવે બીજીવાર હેરાન થવાને હું તો ત્યાં નહિ આવું."

શેઠ આ હકીકત સાંભળી હસ્યો અને બોલ્યો–"આજે તો હું બેઠો છું તે કશી હરકત આવવા નહિ દઉં."

અજીતસિંહ–"કમળાશંકર પણ એમ જ કહેતા હતા, પણ ખરે વખતે કોણ જાણે ક્યાંએ જતા રહ્યા ને હું એકલો પડી બહુ હેરાન થયો."

શેઠ–"હું તેવો નથી. મારી સાથે તને આવવામાં કશો ભય નથી."

અજીતસિંહ–"કમળાશંકર જેવો તેવો ન હોતો. મુંબઇમાં તેણે કેટલી બધી ગાડીઓ જોઇ છે?"

શેઠ–"ગાડી જોઇ તેથી કંઈ સારો શેહેરી થઇ ગયો કે! હવે જો આવવું હોય તો ચાલો, નહિ તો ના કહો."

જરા ચ્યુપચ્યુ કરતો અજીતસિંહ બોલ્યો–"તમે મને ભય ન થવાની ખાત્રી આપો છો?"

શેઠ–"કેટલી વાર ખાત્રી જોઇએ?"

આખરે તેઓ મેળામાં પહોંચ્યા. અજીતસિંહે પ્રથમ તો માણસો તરફ જોયું. પછી આમ તેમ ખૂબ જોવા લાગ્યો. આખરે

મોડું થયું એટલે શેઠ કહે કે—"ચાલો, હવે વખત બહુ થઈ ગયો. છે માટે હવે જવું છે."

અજીતસિંહ—"આપને વખત થઇ ગયો હોય તો પધારો. હું તો હજી જરા મોડો આવીશ. આ જોવાનું ઠીક પડે છે !"

આ સાંભળી શેઠને આશ્ચર્ય લાગ્યું, તે બોલ્યો—"એ તો ઠીક, પણ પછી તમને રસ્તો જડશે કે ?"

અજીતસિંહ—"કોઇને પૂછીશ તે બતાવશે."

શેઠ—"શું પૂછશો ?"

અજીતસિંહ—"શેઠનું ઘર ક્યાં આવ્યું ?"

શેઠ—"પણ શેઠ કિયો ?"

અજીતસિંહ—"જે શેઠ હાફિસે જાય છે તે."

શેઠ—"એ પ્રમાણે મારૂં ઘર મળશે કે ?"

અજીતસિંહ—"કેમ નહિ મળે ? તમે શું કરવા હસો છો ? તમારા સિવાય બીજો કિયો શેઠ હાફિસે જાય છે ! અહીં હાફિસો કેટલી છે ? અમારા ગામમાં તો એકજ હાફિસ હોય છે."

શેઠ—"હમણાં તે કહેવાનો મને વખત નથી, તમારે આવવું હોય ત્યારે કોઇને પૂછજો કે 'રામચંદ્ર શેઠનું ઘર ક્યાં આવ્યું ?' એટલે કોઈ બતાવશે."

અજીતસિંહે 'રામચંદ્ર' નામ ગોખવા માંડ્યું. પછી શેઠ તો ગયા. હવે આ મેળામાં મુખી કોણ છે તેને તે શોધવા લાગ્યો. એક જગોએ લોકોની કચેરી બેઠી હતી. તેમાં જઇને ઘણાને પૂછ્યું પણ કોઇએ કશો જવાબ આપ્યો નહિ, તેથી તેણે એક જણ બેઠો હતો તેને પડખે જઈ જરા ચુંટી ખણી. તે માણસ ક્રોધી હતો તેણે તુરત તેની સામું જોયું તેવોજ અજીતસિંહ તેના કાનમાં મોઢું ઘાલી દેઈ બોલ્યો કે, "આ મંડળીમાં મુખી કોણ છે ?" પેલો માણસ બોલી ઉઠ્યો—"તે વળી ચોંટી ખણ્યા વગર નહોતું પૂછાતું ?" અજીતસિંહે કહ્યું, "આટલા બધા ગુસ્સે શું કરવા થાઓ છો ? ભાઇ ! માફ કરો."

એટલામાં એક બીજો માણસ પોકારી ઉઠ્યો "અરે ભાઈ ધીરે બોલો તો !" પાસેના માણસોમાંથી એક જણે બીજાને કહ્યું કે, "આ રામસેન ગવૈયો હવે ગાવેથી ઉતરી ગયો છે !" બીજાએ

'હા' કહી. આ વાત અજીતસિંહે સાંભળી તેથી તેણે વિચાર્યું કે આ ગવૈયો ઉતરી ગયો ગણાય છે. જો હું ગાવા જાઉં તો સહુ વધારે પ્રસન્ન થશે. અને વળી મેં જેને ચુંટી ખણી તે ખીજવાયો તે પણ જાણશે કે આ કોઈ સાધારણ માણસ નથી.' આમ વિચારી તેણે આગળ જવા આમ તેમ નજર કરી પણ તેનું કંઈ વળી શકયું નહિ. આખરે મેળો વિખરાયો. લોકો જતાં રહ્યાં એટલે ગવૈયાઓ બેઠા હતા ત્યાં જઈ ગવૈયાઓમાં બેઠો.

## પ્રકરણ ૨૨ મું

### આશાનું કિરણ.

કમળાશંકર પણ માહિમમાં થોડા દહાડા રહીને ગવૈયાની ટોળી શોધવાને નીકળ્યો, પરન્તુ જ્યાં જ્યાં તે ગયો ત્યાં ત્યાં 'નવા ગવૈયાંની જરૂર નથી,' 'તથા હલકા પગારથી રાખવામાં આવશે,' ઇત્યાદિ જવાબો મળતા હતા. જ્યાં સુધી તે પેલા દેહેરામાં રહ્યો ત્યાં સુધી તેને ખાવાની હરકત પડી નહિ, પણ તેનાં કપડાં એટલાં બધાં મેલાં થઈ ગયાં હતાં કે તેનાથી બ્હાર જઈ શકાતું નહોતું. પેલા પૂનરીએ તેને પોતાની પેઠે ભીખ માગવાનો ધંધો કરવાની સલાહ આપી પણ ડગલે ડગલે જુઠું બોલી લોકોને છેતરવાનો એ ધંધો તેને ઠીક લાગ્યો નહિ.

એક દિવસે તે પોતાની સ્થિતિનો વિચાર કરતો એકલો બેઠો હતો. 'અહા! અગાઉ હું કેવો સુખી હતો, અને આજે કેવો દુઃખી છું! મારા શરીરમાં કૌવત પણ રહ્યું નથી. ગમે ત્યાં બેઠો હોઉં તો પણ મને ત્યાંજ બેસી રહેવાનું મન થાય છે, એટલુંજ નહિ પણ મારામાંથી મનન શક્તિ પણ જતી રહી દેખાય છે! મારો દેખાવ જોઈને મને કોઈ બ્રાહ્મણ ઓળખે નહિ! ઘેરથી કોઈ કાગળ જ આવતો નથી, તેમ મારા લખેલા કાગળના જવાબ પણ નથી આવતા! માર્ગમાં મળેલો પેલો ગમતી મિત્ર પણ કોણ જાણે કયાં જતો રહ્યો! હું એવો દુર્ભાગી છું કે જેને મારો સંગ થાય છે તેને પણ સુખનો

નાશ થઇ જાય છે! બિચારી તારાનાં લગ્ન મારી અવજી કોઇ બીજી જગોએ થયાં હોત તો તે રોટલે તો સુખી થાત જ!' તારા સાંભરતાં જ તેની આંખમાં ઝળઝળિયાં ભરાઇ આવ્યાં. એટલામાં વળી તેને મંગળાનું બોલવું સાંભરી આવ્યું, એટલે તેનો ચેહેરો ક્રોધાયમાન થઇ ગયો, વળી ચંદ્રશંકર ને તેની મા સાંભરી ત્યારે વળી તેને હસવું આવ્યું, આમ અનેક રંગી બનતો હતો.

ચેહેરો અન્તઃકરણનું દર્પણ છે. જે ટાણે જેવો ભાવ અંતઃકરણમાં આવે છે, તે ટાણે તેવી છાપ મુખ ઉપર દેખાઇ આવે છે. મનમાં શોક થાય તો મુખપર ઉદાસી દેખાય છે, ખુશી હોય તો ચહેરો હસતો રહે છે, ગુસ્સો ચડે છે ત્યારે આંખ લાલ થાય છે અને હોઠ ધ્રુજે છે. મનુષ્યના મુખની આકૃતિમાં જે જે ફેરફાર દેખાય છે તે તે બધા તેના મનના ભાવો જ દેખાય છે.

કમળાશંકરના મુખપર ઉપર પ્રમાણે ફેરફારો થતા જોઇને તેના પૂજારી મિત્રે પૂછ્યું-"ભાઈ તમને શું થયું છે? આમ વિકલ જેવા કેમ થઈ ગયા છો?" કમળાશંકર તો વિચારમાં ગરક હતો તેથી તેણે પૂજારીને જોયો જ ન હોતો, પણ તે બોલ્યો ત્યારે તે જાગ્રત થયો અને બોલ્યો, "શું છે?"

પૂજારી-"ભાઈ થોડા ગવૈયા આવ્યા છે તે સાંભળવા હોય તો ચાલો."

કમળાશંકર લાગલો તઇયાર થઇ ગયો ને તે બંને જણ ત્યાંથી ચાલી નીકળ્યા. રસ્તામાં તે પૂજારીએ કમળાશંકરને કહ્યું, "આ ગવૈયાઓમાં કોઇ સારો ગાનારો નથી તેથી તેમનો ધંધો પડી ભાંગવા આવ્યો છે, તેટલા માટે તેનો મુખી કોઈ સારા ગવૈયાને રાખી લેવા ઇચ્છા રાખે છે. તેણે મને કહી રાખ્યું છે કે, કોઇ મળી આવે તો લાવજો. તમે પણ એજ ધંધો શોધો છો, તો તમારી મરજી હોય તો ચોકઠું બેસાડી આપું. પણ હાલ તેઓ કંઈ પગાર આપશે નહિ. ઉપજ થશે તેમાંથી તમને ભાગ આપશે. કેમ શી મરજી છે? તે કહી ઘો."

આ વાત સાંભળી કમળાશંકર ખુશી થયો, પણ પગાર લેવો તે ઠીક છે કે ભાગ લેવો ઠીક, તેના વિચારમાં તે પડી ગયો. અંતે

તેઓ ત્યાં પહોંચી ગયા. ગાયન શરૂ થવાની તઇયારી જ હતી. પૂજારીએ ગવૈયાઓના મુખીને કહ્યું–"તમારે સારૂ હું એક ગવૈયો લાવ્યો છું." આ સાંભળી તે મુખીએ કમળાશંકર તરફ જોયું તો તેનાં કપડાં જોઇને તો તેને કંઈ ઠીક વિચાર આવ્યો નહિ, પણ તેની પરીક્ષા કરવા માટે તેણે મૃદંગ મગાવી કમળાશંકરને બજાવવા આપ્યાં. કમળાશંકરે તે બજાવ્યાં તેથી તો તે મુખી અત્યંત ખુશી થઇ ગયો, પણ તેણે ખુશી બતાવી નહિ, કેમ કે તેમ કરવાથી રખે તે વધારે પગાર માગશે, એમ તેને ભય થયો હતો. આથી તે માત્ર એટલું જ બોલ્યો કે, "ચાલશે." પછી તેણે તે પૂજારીને પૂછ્યું "તમે આની સાથે કંઈ ઠરાવ કર્યો છે?" પૂજારીએ હા કહી અને તેને ત્યાં રાખવામાં આવ્યો. કમળાશંકરને રાખ્યા પછી તે ટોળી બહુ કમાવા લાગી. દેશે દેશથી માગણીઓ આવવા લાગી તથા પુષ્કળ પૈસાદાર થઇ પડી.

હવે તો કમળાશંકરની પણ સ્થિતિ સુધરી ગઇ, તેનાં ફાટેલાં મેલાં કપડાં બદલાઇ ગયાં, ને ઉજળાં નવાં થઇ ગયાં. તેની પાસે સારી પૂંજી પણ થઇ ગઈ. તેનું શરીર પણ કંઈ ઠીક થઇ ગયું હતું. હવે તેનો દિવસ વળી ચૂક્યો હતો. તુરત જ તેણે તારાને એક પત્ર લખ્યો અને થોડા પૈસા પણ મોકલ્યા. તેને બરાબર લખતાં આવડતું ન હોતું તેથી ઘણા કાગળો બગાડ્યા ત્યારે એક ઠીક લખાયો. વાંચનાર, આ કાગળ જોઇ તારા કેટલી ખુશી થશે? ટપાલ આફીસમાં જઇ તેણે આ કાગળ રજીષ્ટર કરાવ્યો, કેમ કે તેના કોઇ કાગળોની પહોંચ આવતી નહોતી એ વાત આપણે ઉપર જાણી છે. કમળાશંકર વિચારતો કે તારાને લખતાં નથી આવડતું, તો પણ મનસુખ હવે લખતાં શીખી ગયો હોવો જોઇએ. આજ જવાબ આવે, કાલે આવે, એમ આશામાં ઘણા દિવસ ગયા પણ વ્યર્થ? જવાબ જ ન મળે! આશા અમર છે! તે આંધળાંને આંખ આપે છે, લંગડાંને ટેકરીપર કૂદતાં કરી મૂકે છે, અશક્યને શક્ય કરી દે છે? એવો આશા દેવીનો મહિમા છે! પણ અરે એ કેવી ઠગારી નીવડે છે! તે કેટલાને દુઃખ દેનારી નીવડે છે! કમળાશંકર બાપડો આ આશા પાશમાં સપડાયલો કાગળની રાહજ જોયા કરતો હતો.

એક દિવસે ટપાલ માસ્તરે કહ્યું કે–"તમારા પત્રની પોંચ

આવી ગઇ છે." એમ કહી પોતાની ફાઇલમાંથી તે બતાવી. તેમાં 'મનસુખલાલ કમળાશંકર' એમ સહી હતી. આ જોઇ તે બહુ ખુશ થયો. ઘણી વાર સુધી અક્ષરો તરફ જોયા પછી હર્ષાશ્રુ પાડતો તે ઘેર ગયો. હવે તેને કંઇ ચેન પડવા લાગ્યું.

## પ્રકરણ ૨૩ મું.

### અજીતસિંહ અને કમળાશંકરનો પુનર્યોગ.

કમળાશંકરવાળી ટોળીની મીજલશ એક વાર પરેલમાં એક અ-હસ્થને ત્યાં થઇ. તેમાં ગાનાર કમળાશંકર હતો. મધ્ય રાત્રી પછી ગાયન શરૂ થયું.

વાંચનાર જાણે છે કે અજીતસિંહ પણ પ્રથમ દેહેરાંવાળા મેળામાં ગવૈયાઓમાં ભળ્યો હતો. ગવૈયાઓએ તેને રાખ્યા હતો, પણ તેના ગાનથી કંટાળ્યા તેથી તેને તુરત પાછો કાઢી મેલ્યો હતો. તે પછી તે એક નાટકમાં રહ્યો હતો. એ નાટક મંડળી પણ આજની મીજ-લસમાં આવી હતી. તેમાં રામનો ખેલ થવાનો હતો. ગાયન થઇ રહ્યા પછી ખેલ શરૂ થયો. એક જણ રામનો વેશ લઇ આવ્યો. તેણે આવીને "હનુમાન, હનુમાન," એમ હાક મારી, પણ હનુ-માન પડદામાંથી બહાર આવે જ નહીં. આ હનુમાનનો વેશ આપણાં અજીતસિંહને આપ્યો હતો. તેને એ મંડળીમાં કંઇ આવ-ડતું નહોતું તેથી રૂ. ૪ નો પગાર જ મળતો હતો અને હનુમાનનો વેશ આપ્યો હતો, પણ તે પણ તેને આવડતો નહોતો, તેમ વળી તે તેને હલકો લાગ્યો, તેથી તે બહાર નીકળ્યો નહિ. બહુવાર લાગી ત્યારે મંડળીનો ઉપરી અંદર ગયો ને તેને બહાર નીકળવા કહ્યું. તે બોલ્યો કે, "અમે કંઇ હનુમાનનો વેશ લેવાના નથી. રાજાનો વેશ આપો." મુખી બોલ્યો કે, "વેશ તો ગમે તેણે ગમે તે લેવો જોઇયે." બહુ બહુ સમજાવ્યો, પણ તે તો સમજ્યો નહિ, અને બોલ્યો કે, "આમારે એવી નોકરી નથી જોઇતી." 'આ વખતે તે ભાગી જશે તો કામ અટકી પડશે,' એમ ધારી મુખીએ તેને રૂ. ૪ ના ૫

પગાર કરી આપ્યો ને સમજાવીને બહાર મોકલ્યો. તે બહાર આવ્યો. **રામ** બોલ્યા—"કેમ હનુમાન આવ્યા કે?" હનુમાને "હા મહારાજ" એમ જવાબ દેવો જોઇએ. પણ તે તો સ્તબ્ધ જ ઉભા રહ્યા. તે તો શરમાઇજ ગયા. એટલામાં તો હનુમાનની નજર કમળાશંકર ઉપર પડી, તેવા તો તે એકદમ ચમકી ગયા, અને પોતે વેશ લીધો છે એ વાત ભૂલી જઇ કમળાશંકરને હાથ જોડી કહ્યું—"ભાઇ આપણે તો મને જોર જુલમથી હનુમાનનો વેશ લેવરાવ્યો છે!" "હનુમાન" શબ્દ સાંભળી બધા હસી પડ્યા. વળી તે બોલ્યો—"ભાઇઓ, તમે આ મારૂં સાચું માનતા નથી તેથી હસો છો, પણ અમે ખરૂં કહિયે છિયે કે અમે હનુમાન નથી, **અજીતસિંહ** છીયે. આમણે જોર જુલ-લથી અમને આ વેશ લેવરાવ્યો છે!" આ સાંભળીને તો લોકો વળી વધારે જોરથી હસી પડ્યા. આથી તો **અજીતસિંહ** વધારે શરમાર્યો અને નીચે બેસી ગયો, **રામે** ચાટો પાડીને બૂમ પાડી—"હનુમાન!"

**અજીતસિંહ**—"તારો હનુમાન કોણ છે? ખબરદાર જો એ નામ લીધું છે તો!"

**રામ**—"હનુમાન, યુદ્ધમાં મદદે ચાલ."

**અજીતસિંહ**—"વળી તું અમને 'હનુમાન' કહે છે! અમે હનુમાન નથી!"

વળી તેને સમજાવી પટાવીને સીધો કર્યો ત્યારે તે રમ્યો. માંડ માંડ ખેલ પૂરો કર્યો. વેશ કાઢી નાખી સહુ બેઠા ત્યારે **અજીત-સિંહ** પાસે જઇ કમળાશંકરે પૂછ્યું—"તમે આ ટોળીમાં ક્યાંથી?"

**અજીતસિંહ**—"સાહેબ અમને બોલાવશો નહિ. અમને સહુ હસવા લાગ્યા, પરાણે અમારે વેશ ભજવવો પડ્યો, તેમાં તમે અમને કંઇ મદદજ કરી નહિ, ને અમારા તરફથી એક શબ્દ પણ બોલ્યા નહિ!"

કમળાશંકર—"તમારા વેશ તરફ હું હસતો નહોતો પણ તમારા બોલવાથી મને તો હસવું આવ્યું હતું."

**અજીતસિંહ**—"અમારા બોલવામાં વળી હસવા જેવું શું હતું? શું અમે મૂર્ખ છિયે કે હસવું આવે!"

કમળાશંકર—"હું તમને મૂર્ખ નથી કહેતો."

અજીતસિંહ–"અમે હવે આ ટોળીમાં રહેનાર નથીજ."

કમળાશંકર–"મારી સાથે ચાલો, અમારી ટોળીમાં કંઈ વેશ લેવાનો નથી. તમને તેમાં ઠીક પડશે. પણ તમને પગાર આ લોકો શું આપે છે?"

અજીતસિંહ–ઘડીક વિચાર કરીને, "છ રૂપિયા," તેને જે ખરો પગાર મળતો હતો તેમાં બે રૂપિયા ઉમેરીને તેણે કહ્યા. કમળાશંકર તો પોતાની ટોળીમાં મુખીજ હતો તેથી તેણે કહ્યું–"ઠીક છે. ત્યારે ચાલો આપણી સાથે, છ રૂપિયા હું આપીશ." અજીતસિંહને તો એમ થયું કે–"મેં છ કહ્યા એટલે એણે છજ આપવાના કહ્યા. કદી વધારે બોલ્યો હોત તો તે પણ આપત!" આમ તેને પસ્તાવો થયો. આથી તેણે તો યુક્તિ કરી. તે તો પોતાના મુખી પાસે ગયો અને પગાર માગ્યો, મુખી પણ તેનાથી કચવાઇ રહ્યો હતો તેથી પગાર ચુકવી આપ્યો, અને છૂટો કર્યો. તે પોતાની સારંગી લેઇ કમળાશંકર પાસે આવ્યો, અને બોલ્યો–"ઠીક છે, સાહેબજી, જાઉ છું."

કમળાશંકર–"ક્યાં જશો?"

અજીતસિંહ–"હવે જ્યાં અંજળ હશે ત્યાં જઇશું."

કમળાશંકર–"એનો અર્થ શું?"

અજીતસિંહ–"અમને જીવવું ગમતું નથી. અમને સહુ મૂર્ખ માને છે. હવે એવી જગોએ જાશું કે જ્યાં કોઇ ઓળખીતું માણસજ ન મળે."

કમળાશંકર–"મેં તમને મારી ટોળીમાં રાખ્યા છે છતાં તમે આમ કેમ કરો છો? તમને શી હરકત છે?"

અજીતસિંહ–"અમે તમારી ટોળીમાં રહિયે ત્યારે તમે હસ્યા કરો અને બીજા પણ અમને 'હનુમાન' કહીને બોલાવે. અમારે તો તમારી ટોળીમાં રહેવાનું મન હતું, પણ હમણાંજ આવતા હતા ત્યાં અમારી પાછળ તોફાની છોકરાઓનું ટોળું 'હનુમાન, હનુમાન' કરતું દોડ્યું, તેથી મન લહી ગયું."

કમળાશંકર–"તમારી કોઇ મજાક નહિ કરે તેમ કરીશું."

અજીતસિંહ–"તમે સોગન ખાઓ. વચન આપો."

કમળાશંકરે સોગન ખાધા.

અજીતસિંહ–"ઠીક છે. હવે તમે ચીવટ રાખજો કે બીજા પણ અમને ચીડવે નહિ. આવું જાણ્યું હોત તો એ ટોળીમાં જાત જ નહિ."

કમળાશંકર–"ફીકર નહિ. હવે તમને કોઇ કંઇ ચીડવશે નહિ જ."

---

## પ્રકરણ ૨૪ મું.

---

### જમનાએ કોઇને માટે કંઈ કર્યું છે?

ચાર ચાર વર્ષ થઇ ગયાં તો પણ તારાને કમળાશંકરનો પત્ર મળ્યો નહોતો, તેથી તે તો ઘણા દેવ દેવીની બાધા માનતા કરી ચૂકી હતી. તે ઉદાસી થઇ ગઇ હતી અને ગળીને હાડપંજર જેવી થઇ ગઇ હતી. તેને ક્ષયરોગ લાગુ થયો હતો. પૈસા પણ હવે ખૂટી ગયા હતા. જમના કોઇને ઘેર કામ કરી ખાવાનું લાવતી તે તારા તથા મનસુખને આપી દેતી હતી અને પોતે વળી બીજે ઘેર કામ કરીને ખાઇ આવતી હતી. આ પ્રમાણે જમના ઉપર બધો આધાર હતો.

રામશંકર અને તેનું કુટુંબ નવા ઘરમાં રહેવા ગયું હતું, એટલે તારા ઘરમાં જ્યારે એકલી પડતી ત્યારે બ્હીતી હતી. તેનું મગજ પણ નબળું પડી ગયું હતું તેથી વારંવાર તેને 'કોઇ આવે છે' એમ ભણકારા થયા કરતા હતા. બિછાનામાં પડી પડી તે કોઇવાર ભડકી ઉઠતી હતી. મનસુખ ચંચળ છોકરો નીવડ્યો હતો. દુઃખ બુદ્ધિને પુષ્ટ કરે છે. માતા ચમકે નહિ તે સારૂ તે છાનોમાનો જઇ તેની બાજુએ બેસી જતો હતો. 'માતા એકલી રહી શકતી નથી' એમ તે જાણતો હતો તેથી તે ઘણું ખરૂં તેની પાસે જ બેસી રહેતો હતો. અને જ્યારે તારા પૂછતી કે, 'બેટા એકલો કેમ બેસી રહ્યો છે?' ત્યારે કહેતો કે 'માતાજી, તમે એકલાં છો માટે!' તારાની સ્મૃતિ છેક જતી રહી હતી. એક વાત ક્ષણ પછી ભૂલી જતી હતી. ઘેન-માંથી જાગી જાગીને તે વારંવાર એકના એક પ્રશ્ન કર્યા કરતી હતી, તે બોલતી, 'બેટા, આજે બહાર નથી ગયો? અહીં કેમ બેસી રહ્યો છે?' ત્યારે વળી મનસુખ કહેતો કે 'તમે એકલાં છો તેથી

નથી ગયો." વળી તે પૂછતી કે 'બેટા, કંઇ ખાધું?' **મનસુખ** કહેતો કે, '**જમના** કંઇ લાવશે ત્યારે ખાઇશ.' વળી તે ઉંઘી જતી હતી. વળી તે બબડતી કે "અરે! બિચારી **જમના** આપણે માટે કેટલું કષ્ટ વેઠે છે? સવારથી સાંજ સુધી મહેનત કર્યા કરે છે. પણ બેટા **મનસુખ**, તું એક સોગન લઇશ?"

**મનસુખ**-"શું સોગન ખાઉં"

**તારા**—"હું જ્યારે મરી જાઉં ત્યારે તું **જમના**ને જરા પણ વિસારતો નહિ. એટલી પ્રતિજ્ઞા લે. જેવી રીતે તું મને ચાહે છે તેવી જ ભક્તિ તું તેની કરજે."

**મનસુખ**—"માતાજી, એમાં સોગન શા ખાવા છે? તમારા જેવી જ તે પણ મારી માતા છે, એમ હું નથી ગણતો?"

આ સાંભળી **તારા**ની આંખમાં અશ્રુ આવ્યાં, **મનસુખે** તે લુછી નાખ્યાં. વળી ઘડી રહીને તે બોલી, "ભાઇ, જરા તકિયા સમા મૂકી દે તો હું જરા બેસું."

**મનસુખે** તેમ કર્યું અને **તારા** માંડ માંડ બેઠી થઇને, જરા તેપર બેઠી. બેઠી થવાના શ્રમથી તેને શ્વાસ ચઢી ગયો તે માંડ માંડ બેઠો. પછી તે બોલી, "ભાઇ, આમ આવીને મારા ખોળામાં બેસ. મારામાં કંઈ પણ કૌવત છે ત્યાં સુધી તો આવ." **મનસુખે** તેમ કર્યું, પણ પોતાનું મોઢું માતા તરફથી બીજી બાજુએ ફેરવ્યું, તેની આંખમાંથી દડદડ આંસુ પડતાં હતાં, તેને લીધે તેનાથી બોલાયું નહિ. **તારા** તે સમજી ગઇ. તેણે તેનો હાથ પકડયો અને હૈયામાં ઘાલ્યો, માથું છાતીપર મુકાવ્યું. તે મનમાં મૂંગો મૂંગો રડયો. **તારાએ** પોતાને હાથે તેનું મોઢું ફેરવી જોયું અને મોં મલકાવીને તે બોલી—"**મનસુખ**, બીહીશ નહિ, હો બાપુ! હું મરી નહિ જઇશ હોકે? હું તો હવે જલદીથી પાછી સારી થઇશ." **મનસુખ** હવે વધારે રડયો. **તારાએ** તેને વારંવાર ખૂબ બકીઓ લીધી એટલામાં **જમના** બહારથી આવી. આજે **તારા**ને આમ હસતી જોઇને તે ખુશી થઇ, અને બોલી, "બેન, તમને આજે જરા ઠીક લાગે છે! તમે હમેશાં **મનસુખ**ને ખોળામાં લઇને વાતો કરો. એમ કરશો તો પંદર દિવસમાં તમે સારાં થઇ જશો."

તારા—" જમના, આજે મને ઠીક છે ખરૂં, તાહારા જેવીની સાથે રહીને તથા મનસુખ જેવા દીકરાની સાથે રહીને પણ જે સુખી ન થાય તે સ્વર્ગમાં પણ સુખી થનાર નહિજ!"

જમનાની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં; અને મુખ મરડીને બોલી, "જમનાનાં તે આટલાં વખાણ શાં કરો છો? જમનાએ કોઇને સારૂ તે શું કર્યું છે?"

તારા રડતી તથા હસતી બોલી—"મારી સગી મા કરતાં તેં વધારે કીધું છે. તારા જેટલું બીજું કોણ કરી શકે તેમ છે?"

જમના આ વખાણ સાંભળી શકી નહિ; તે વખાણ માટે કરતી નહોતી, તે તો ગુપ્ત દાન કરનારી હતી; તેથી તે રસોડામાં ચાલી ગઇ.

---

## પ્રકરણ ૨૫ મું.

### રામસિંહ અને ચંદ્રશંકર.

રામશંકરના નવા ઘરમાં ચંદ્રશંકરને માટે એક ખાસ જુદું દીવાનખાનુ હતું. તે નાનું પણ ઘણું સુંદર હતું. તેમાં વચ્ચે શેત્રંજી પાથરી હતી, તેના ઉપર નાનો ગાલિચો પાથર્યો હતો, અને તેના ઉપર ચાદર પાથરેલી હતી. એક બાજુએ એક મોટો તકિયો પડેલો હતો.

ચંદ્રશંકર રાતનો રાજા હતો એમ આપણે પ્રથમ જોયું છે. આજે તે, દિવસનો અહીં ઘરમાં છે તે નવાઇ જેવું છે? તે વારંવાર બારીમાં જોતો હતો અને કંઇ બેતેજાર દેખાતો હતો. જાણે કોઇ આવનાર હોય તેની વાટ જોતો હોય એમ દેખાતું હતું. વળી તે ઉઠયો ને એક પેટી ઉઘાડી તેમાંથી ગ્લાસ કાઢી તેમાં તાડી ભરી પી ગયો. તુરત તેના ચેહેરાપર રતાશ આવી, અને તે જાડે અવાજે બોલ્યો—"મારો સાળો રામલો, તાડી ઉંચી જાતની નથી લાવ્યો!" આમ કહ્યા છતાં પણ તેણે ઘણા ગ્લાસો ચડાવી દીધા. પછી પાછી પેટી બંધ કરી ડગલો પેહેરી, સોટી લેઈ બહાર ફરવા નીકળ્યો. થોડેક ગયો ત્યાં રસ્તામાં તેને પેલો પોલીસનો ઓળખીતો સીપાઇ મળ્યો.

ચંદ્રશંકર પણ તેને મળવાને તેને ઘેરજ જતો હતો, પણ તે રસ્તા-માંજ મળ્યો.

ચંદ્રશંકર–"કેમ રામસિંહ?"

રામસિંહ–"હા હુંજ!"

તેઓ બંને પાછા ફરી ચંદ્રશંકરના દિવાનખાનામાં આવ્યા. પછી પેટી ઉઘાડી તાડીનું ગ્લાસ ભરી તેમાં થોડું પાણી નાખી ચંદ્રશંકરે રામસિંહને આપ્યું.

રામસિંહ–"આ શું છે?"

ચંદ્રશંકર–"તાડી છે!"

રામસિંહ–"તેમાં પાણી નાખ્યું છે?"

ચંદ્રશંકર–"હા."

રામસિંહ–ત્યારે તમેજ તે પી જાઓ. હું વાસી ખાતો પીતો નથી. જે ચીજ ગરમ ન હોય તે હું નથી લેતો.

ચંદ્રશંકર તે પી ગયો અને રામસિંહને પાણી વગરની તાડી આપી, તે તેણે પણ લીધી, ચંદ્રશંકર સીસો મૂકી દેતો હતો ત્યારે રામસિંહ બોલ્યો, "કેમ એકજ પ્યાલો બસ છે?"

ચંદ્રશંકર–"કોઇ આવી જાય તેનો ભય છે, માટે સીસો સંતાડું છું."

રામસિંહ–"ઠીક પણ હું બીજીવાર પીશ ખરો."

પછી સીસો મુકી દેઇને ચંદ્રશંકર બોલ્યો. "ઠીક છે. હવે મુદ્દાની વાત કરો."

રામસિંહ–"હા ઠીક છે."

ચંદ્રશંકર–"ભલા મેં મોટું જોખમ હાથમાં લીધું છે. તે કંઇ કર્યું નથી. તારે પણ કંઇક કરવું જોઇએ."

રામસિંહ–"મેં કંઇ ઘણું માગ્યું નથી. તમારી હાલની સ્થિતિ જોતાં તો પોણો ભાગ મારે લેવો જોઇયે!"

ચંદ્રશંકર–"પણ ભલા મને કેટલું બધું નુકશાન થયું! ટપાલનો સીપાઇ આજે પાછો મારી પાસે આવ્યો. નવો કાગળ આપીને તેણે મને પૂછ્યું–'આ જેનો કાગળ છે, તેના તમે શું સગા થાઓ છો?' મેં જવાબ દીધો કે–'હું તેનો ભાઇ થાઉં છું.' જો ભાઇ, આમ ખોટું બોલવામાં મને કેટલો ભય છે? ખોટી સહી તો મેં કરેલ છે?

તેમ છતાં તું પોણા ભાગનો દાવો કરે છે એ તો બહુ ગેરવ્યાજબી છે?"

રામસિંહ–"એ તો બધું ખરૂં, પણ તમને એ બધું શીખવ્યું કોણે? તમે તો કાગળ તેના ખરા માલીકને આપી દેત. મેં સલાહ ન આપી હોત તો તમને ફુટી બદામ પણ મળત ખરી? તેનો વિચાર કરી જુવો."

ચંદ્રશંકર–"એ સલાહ તારી નહોતી. તે તો મારી બેહેનની સલાહ હતી, અને તને તો જો મેં કહ્યું ન હોત તો ખબર જ ન પડત."

રામસિંહ–"જો મને ન કહ્યું હોત તો ભાઇ સાહેબ, કે દિવસના તમને પોલીસે પકડ્યા હોત એ ખબર છે કે? અને પગમાં ઝાંઝર પહેરીને અંધારા મહેલમાં સડતા હોત! રસીદપર તમારા નામની સહી તમે કરતા હતા. તે અટકાવીને મનસુખના નામની સહી કરવાની સલાહ મેં જ આપી હતી! એ બધું શું?"

ચંદ્રશંકર–"એ બધું તો ખરૂં; પણ તું જુલમી છે! છસો રૂપિઆમાંથી ચારસો તને આપું ત્યારે મારી પાસે શું રહ્યું? મારે તેમાંથી પણ વળી મારી બેનને ભાગ દેવાનો છે?"

રામસિંહ–"ભાઇ, એ બધું કંઇ મારે જોવાનું નથી, જેના પૈસા છે તેને તે મળવા જોઇએ, એમ મારી મરજી છે. આપણે ચાલો તે બધા પૈસા મનસુખની માને જ આપી દઇએ. મારે તો કંઇ જોઇતું નથી. તમારે લેવા હોય તો ભલે બધા લ્યો. હું મારે સુજતું કરી લઇશ." આટલું બોલી તે તો જવાને ઉઠ્યો.

ચંદ્રશંકર–"એમાં તમને ગુસ્સો ચડવા જેવું શું છે? બેસો તો ખરા; આપણે તે વિષે વિચાર કરિએ."

રામસિંહ પાછો બેઠો. વાંચનાર સમજ્યા હશે કે કમલાશંકર જે પૈસા તેને ઘેર મોકલતો તે બધા આમ બારોબાર ઉચાપત થતા હતા, અને કાગળો પણ તારાને પોહોંચતા નહીં, તેનું કારણ હવે સમજાયું હશે. કમળાશંકરનો પેહેલો કાગળ ચંદ્રશંકરના હાથમાં આવ્યો કે તુરત તેણે તે ફોડયો નો માંહેથી નોટો નીકળી. તે તેણે મંગળાને બતાવી ત્યારે તેણે તે ખોટી સહી કરી રાખી લેવા કહ્યું

અને તેણે તેમ કર્યું, પણ **મનસુખની** ખોટી સહી તે કરતો હતો ને રૂપીઆ લેતો હતો તેવામાં તેને પેલો પોલીસનો સીપાઇ મળ્યો તેથી તેને તેણે બધી ખરી વાત કહીને સમજાવી રાખ્યો હતો. તે દિવસથી **ચંદ્રશંકર** અને **રામસિંહ** વચ્ચે ઘાડી મિત્રતા બંધાઇ હતી. પછી તો **રામસિંહે** જ ટપાલવાળાને કહી રાખ્યું હતું કે **તારા** બીજા ઘરમાં રહેવા ગઇ છે, માટે કાગળો ત્યાં લાવવા. એમ કહી **રામ**-શંકર જે નવા ઘરમાં રહેવા ગયો હતો તે ઘર બતાવી રાખ્યું હતું. ટપાલ ઑફીસ અને પોલીસ ચોકી પાસે જ હતાં એટલે **રામસિંહને** કાગળો આવતા તેની ખબર પડતી હતી.

કેટલોક વખત સુધી તો આ લુંટના પૈસા **ચંદ્રશંકર** અને **રામ**-સિંહ સરખે હિસ્સે વહેંચી લેતા હતા. પણ **કમળાશંકરના** છેલ્લા પત્રમાં લખ્યું હતું કે તે થોડા દિવસમાં ઘેર આવશે, આ વાંચીને **ચંદ્રશંકર** ભયમાં પડ્યો હતો. ટપાલના સીપાઇ દેખતાં જ તેણે તે વાંચ્યો હતો ને તેના મોઢાંનો રંગ ઉડી ગયો જોઇને તેને ટપાલના સિપાઇએ પૂછ્યું કે, '**મનસુખભાઇ**, કાગળમાં કંઇ માઠા ખબર છે?' એ ટપાલવાળો તો **ચંદ્રશંકરનું** નામ **મનસુખ** જ જાણતો હતો. **ચંદ્રશંકરે** જવાબ દીધો કે 'ના ના, એ તો મારા ભાઇનો પત્ર છે.' આમ કહી તે લાગલો પત્ર **રામસિંહને** અપાવવા દોડ્યો. **રામસિંહે** તે વાંચીને કહ્યું "જો ભાઇ હું તો પોલીસ છું. એ કાગળ મારે મારા અમલદારને બતાવવો પડશે." પૈસા વધારે કઢાવવા સારૂ આ ભય આપવામાં આવેલ હતો. આ સાંભળીને **ચંદ્રશંકર** તો થરથરી જ ગયો. **રામસિંહે** તેને બહુ જ બીધેલો જોઇને કહ્યું, "મને બસો રૂપિઆ આપ, નહીં તો આ બધું જાહેરમાં લાવીશ." **ચંદ્ર**-શંકરે તેને બહુ કરગરીને ઓછા લેવા કહ્યું, અને કહ્યું કે, "આમાં તું પહેલેથી જ સામેલ છે!"

આ સાંભળી **રામસિંહ** બોલ્યો–"કોણે પૈસા લીધા છે? હું કંઇ જાણતો નથી."

**ચંદ્રશંકર**–"અરે શું તું ના મુકરર જાય છે?"

**રામસિંહ**–"હા. તારી પાસે પુરાવો શો છે?"

**ચંદ્રશંકર** તો ગભરાટમાં પડ્યો. બધા મળીને રૂપિઆ ૬૦૦

ચોર્યા હતા. તેમાંથી ૩૦૦ તો રામસિંહે અર્ધો ભાગના જ લીધા હતા, અને હવે ૩૦૦ રહ્યા તેમાંથી તે ૨૦૦ તો માગે છે, ત્યારે માત્ર પોતાને તો ૧૦૦ જ રહેવાના તેમાંથી બેહેનને દેવાના. આખરે રામસિંહને બહુ સમજાવ્યો ત્યારે ૨૦૦ ને બદલે ૧૦૦ લેવા ઠર્યો. આટલા માટે રામસિંહને ચંદ્રશંકરે આજે ઘેર બોલાવ્યો હતો, અને તેને ખુશ કરવા માટે જ આજે તાડી મંગાવી હતી.

ચંદ્રશંકરે રામસિંહને હવે હાથ જોડી કાલાવાલા કરીને કહ્યું–"ભાઈ, આ વિપત્તિમાંથી મારૂં રક્ષણ કરો. તમને આપવાને મારી પાસે સો રૂપિયા રહ્યા નથી. મને માફ કરો. હું તમારે આશ્રયે છું," આમ કહી તે પગે પડી રડવા લાગ્યો.

આ બધાથી તેને દયા ન આવતાં ઉલટો તે બોલ્યો–"ભલા માણસ, આ બધું શું? જો તું આમ કરશે તો હું બધું ઉઘાડું પાડીશ જ. બેસીને રીતસર વાત કર." ચંદ્રશંકરે તો હજી તેના પગ મૂકયા નહિ ને તે બોલ્યો–"ભાઈ, તને દયા નહિ જ આવે! મારી માલમિલકત, મારી આબરૂ અને મારી જીંદગી, એ સર્વ તારા હાથમાં છે. કૃપા કરી બચાવ."

પણ પોલીસને દયા હોય જ શાની, રામસિંહે તો તેના ચાળા પાડવા માંડયા.

ચંદ્રશંકર–"ભલા ભાઈ, મુડદાં ઉપર તલવારના ઘા ન કરો!"

રામસિંહ કંઇ જ બોલ્યો નહિ. ચંદ્રશંકરે જાણ્યું કે તેને દયા આવી છે, તેથી તેણે તેના પગ છોડી દીધા અને પૂછ્યું કે "શું કહો છો!

રામસિંહ–"કલદાર પૈસા લાવો."

ચંદ્રશંકર–"તમે ભાગ લીધા છતાં પણ મને મારી નાખશો કે?"

રામસિંહ–"તેમ શા માટે મારે કરવું જોઇએ?"

ચંદ્રશંકરે જાણ્યું કે આ પથ્થર પીગળનાર નથી, તેથી તેને બેસવાનું કહી પોતે ઘરમાં ગયો.

રામસિંહ એકલો બેઠો વિચાર કરવા લાગ્યો કે "આ લુચ્ચાને તેની સજાએ બરોબર પહોંચાડવો. બચ્ચાજી, કેદમાં જશો ત્યારે આંખો ઉઘડશે કે બનેવીને પૈસે મોજ કરવામાં કેવું થાય છે? તે હવેથી ફાંકડો થઇને ફરજે જોઉં!"

અરધા કલાક પછી ઉદાસ ચહેરે ચંદ્રશંકર પાછો આવ્યો. રામસિંહ બોલ્યો. "કાં શો વિચાર કર્યો? મારે હવે ઉતાવળ છે."

ચંદ્રશંકર—"ભાઇ શું કરૂં! મારી પાસે તો પઇ પણ નથી. બેન પાસેથી લેવાના તે કંઇ સેહેલી વાત નથી. હવે કેમ કરૂં!"

રામસિંહ—"તું ચાળા ન કર. નક્કી જવાબ દેઇ દે. મારે પાછું કામ છે તે રોકાવાય તેમ નથી. કેમ શું કહે છે?"

ચંદ્રશંકર—"ભાઇ રડીને મે બેનને સમજાવી ત્યારે તેણે માંડ પચાસ રૂપિયા આપ્યા ત્યારે વળી રડીને પગે પડયો અને મારી માએ પણ કાલાવાલા કર્યા ત્યારે તેણે માંડ સો રૂપિયા દીધા છે!"

રામસિંહ—ક્યાં છે તે લાવને!"

ચંદ્રશંકર—"ભાઇ આજે જ!"

રામસિંહ—"આજેજ નહિ, પણ હમણાંજ."

ચંદ્રશંકર—"તે તો કેમ બને ભલા!"

રામસિંહ—"તું તુરત આપી દે. ગાળા ચાવ નહિ. હું તને ખરૂં જ કહું છું કે તારૂં બોલવું પુરાવામાં કંઇજ નહિ ચાલવાનું. ફોજદારી કામનું પરિણામ શું આવશે તે કહી શકાતું નથી. હું તો પોલીસમાં જાહેર કરી બચી જઇશ. માત્ર તારીપર દયા કરી મેં આટલી વાર લગાડી છે. જો કોઇ બીજો હોત તો રૂપીઆ ૫૦૦ કઢાવત, પણ આ તો તારીજ પાસેથી ઓછું માગ્યું છે, તે પણ તને ગમતું નથી, તો ઠીક છે જોઉં છું!"

ચંદ્રશંકર વળી તેને રોકીને ઘરમાં ગયો અને એક કલાક પછી પાછો આવી સો રૂપિયા ગણી દીધા, તે લેઇને તે સીપાઇ ત્યાંથી ગયો.

---

## પ્રકરણ ૨૬ મું.

### કમળાશંકર ઘેર આવ્યો અને તારાનું દેવું પતાવ્યું.

ભાદરવા માસની એક સાંજ પડી હતી. સાત દિવસથી વરસાદ પડતો હતો. તે હજીસુધી બંધ પડયો, ન હોતો પણ ઝરમર ઝરમર આવતો જ હતો. રસ્તામાં કાદવ બહુ થઇ ગયો હતો. ગાડીનાં પૈડાં તેમાં

ખૂચી જતાં હતાં. રસ્તે ચાલતાં પગથી કાદવ ઉડી કપડાં બગાડતો હતો. દિવસનું કામ લોકો વહેલાં વહેલાં આટોપી સમી સાંજમાંથી ઘરનાં બારણાં બંધ કરી પેસી જતાં હતાં. અનેક પ્રકારના જીવડાઓ આમ તેમ ઉડતા હતા, દેડકાઓ ડરાવ ડરાવ કરતા હતા. રસ્તામાં માણસની આવ જા કવચિત્‌જ દેખાતી હતી. આ સમયે બે મુસાફરો ગામ તરફ આવતા હતા. અક્કેક હાથમાં છત્રી અને અક્કેક હાથમાં પોટલી તેમણે પકડેલી હતી. તેમણે ફેંટા બાંધ્યા હતા અને અંગરખાં પહેર્યાં હતાં. પગો તેમના ઉઘાડા હતા. આ બેમાંથી અગાડી ચાલનાર થાકી ગયેલો દેખાતો ન હોતો પણ પાછળ ચાલનારને અક્કેક પગલું ભરવું વસમું લાગતું હતું.

હમણાં તેઓ એક ગામમાં દાખલ થતા હતા, તેટલામાં પેલો પાછળ ચાલનાર કે જે અત્યાર સુધી મુંગો ચાલતો હતો તેણે આ-ગલાને કહ્યું-"હવે તો જરા વિશ્રામ લેઇયે તો ઠીક !"

આ બોલનાર **અજીતસિંહ** હતો. આગળ ચાલનાર કમળા-શંકર હતો, કમળાશંકરે તેને કંઇ જવાબ આપ્યો નહિ ત્યારે **અજીત-સિંહ** ફરી બેસી ગયેલે સાદે બોલ્યો, ભાઇ! હવે રાત્રી તો કોઈ રસ્તા-માંજ ગાળિયે તો ઠીક. વળી સહવારે ઘેર જઇશું.

કમળાશંકર-"કેમ **અજીતસિંહ**, તમને કંઇ ભય લાગે છે?

**અજીતસિંહ**-" ભાઈ, પ્રથમ આપણી પાસે કંઇ ન હોતું, પણ હવે તો છે, તેથી ચોરનો ભય કેમ ન લાગે?

કમળાશંકર-ભાઈ, અહીં પાસે એક ગામડું આવે છે. ત્યાંથી પછી મારૂં ગામ નજીકજ છે. આટલા થોડા રસ્તા સારૂ કેમ કંટા-ળવું પડે છે? હવે નજીક છિયે, વળી બીવાનું કંઇ કારણ નથી. આપણે સુરતની નજીકમાં છિયે. અહીં કશો ભય નથીજ!"

**અજીતસિંહ**-"ઠીક તો ભલે, પણ જો અહીંજ રેહેવાય તો વધુ સારૂં છે!

કમળાશંકરે તો તેના કહેવાપર લક્ષ નહિ આપતાં આગળ ચાલવા માંડયું. **અજીતસિંહ** પણ નારાજ છતાં પાછળ પાછળ ચાલવા લાગ્યો. થોડેક દૂર સુધી તો તેઓ મુંગા મુંગા ચાલ્યા, પછી અગા-

ડીનું એક ઝાડ બતાવીને કમળાશંકર બોલ્યો–"ભાઇ અજીતસિંહ, પેહેલું ઝાડ તમને યાદ છે?"

અજીતસિંહે હસીને જવાબ આપ્યો "હા ભાઇ એ પણ એક દહાડો હતો ને આજનો વળી બીજો દહાડો છે!" પછી મુંગા મુંગા તે ઝાડ પાસે ગયા. ત્યાં જઇને કમળાશંકર બોલ્યો–"એકવાર હજી આપણે અહીં બેસીયે."

તેઓ બેઠા. બન્નેને પોતાની પૂર્વની ને હાલની સ્થિતિના વિચાર આવ્યા અને નિશ્વાસ મૂકયા! અજીતસિંહે વળી હુકકો ભર્યો અને આગળની માફક પીધો. પરદેશ વેઠયા પછી સ્વદેશ જતી વેળા ઘણા ઘણા તરંગો આવે છે, કોઇ વાર મન ખુશીના ઉભરામાં છલકાઇ જાય છે, કોઇવાર ધાસ્તીથી શરીર ધ્રુજે છે; પોતાનાં વહાલાંઓને લાંબી મુદતે ફરી મળવાની કેટલી બધી ખુશી થવી જોઇએ? તેમજ વળી તેમની સ્થિતિ કેવી હશે? એ વિચાર કરતાં કેટલો ભય થાય?

આવા આવા વિચારો કરતો કમળાશંકર આખરે ઘેર આવી પહોંચ્યો. પોતાના ઘરમાંથી પોતે ગએલો ત્યારે રામશંકર પણ ત્યાંજ રહેતો હતો, અને ઘરમાં સાંકડ હોવા છતાં પુષ્કળ માણસોનો ગડબડાટ રહેતો હતો અને કજીયો કંકાસ ચાલ્યાજ કરતો હતો, તેમ છતાં હાલ રામશંકર નવા ઘરમાં રહેવા ગયાથી તારા ને જમનાજ માત્ર ત્યાં રહેતાં હતાં તેથી ઘર ખાલી જેવું શાંત લાગતું હતું. એ જોઇને કમળાશંકર તો વધારે ભય પામ્યો, અને અજીતસિંહને કહ્યું કે "બારણાં તો ઉઘડાવ."

અજીતસિંહનો અવાજ ચાલતો ન હોતો પણ તેણે કોઇ ઘરમાં છે!' બાર ઉઘાડજો'–એમ ઘણીવાર કહ્યું પણ તે કોઇએ સાંભળ્યું નહિ તેથી કોઇએ કશો જવાબ માંહેથી દીધો નહિ. કમળાશંકરને વધારે બીહીક લાગી. તેણે પોતે હાંક મારી પૂછયું. ત્યારે જમનાએ આવીને બાર ઉઘાડયું. જમનાએ બાર ઉઘાડતી વેળા માંહેથી કહ્યું આટલી મોડી રાત્રીએ કોણ એ બૂમો પાડે છે?" બહારથી અજીતસિંહે જવાબ દીધો કે–"જરા બાર ઉઘાડીને જો એટલે જણાશે." જમનાએ બાર ઉઘાડયાં તો અંધારામાં એકને ઉભેલો અને બીજાને બેઠેલો–એમ બે પુરૂષ દીઠા, તેમને પૂછયું "તમે કોણ છો?"

કમળાશંકર—"જમના, તમે બધાં ક્ષેમકુશળ છો?"

જમનાએ કમળાશંકરને ઓળખ્યો તેથી ચમકી ગઇ અને પોકારી ઉઠી—"અરે તમે ક્યાંથી?"

કમળાશંકર—"ગભરા નહિ, જમના, તમે બધાં સુખી તો છો કે?"

જમના—"બધાં જીવતાં છિયે, પણ તમે ક્યાંથી આવો છો?"

કમળાશંકર ગળગળો થઇ ગયો. અને બોલ્યો—"હું ક્યાંથી આવું છું તેની શું તમને કોઇને ખબર નથી? શું મારા કાગળો તમને નથી મળ્યા?"

જમના—"તમે ગયા ત્યારથી તમારા કંઇ જ ખબર અમને મળ્યા જ નથી. લાંબા વખતના ભયથી બિચારાં તારા બેન તો ખાટલાવશ થઇ પડયાં છે!"

કમળાશંકર—"અને મનસુખ?"

જમના—"તે તો ખુશીમાં છે."

કમળાશંકર—"ઠીક ઘરમાં ચાલો ત્યારે."

જમના—"તમને એકાએક જોશે તો બેનને મૂર્ચ્છા આવી જશે. માટે જરા તો બહાર ચોભો, હું ધીરે ધીરે સમજાવીને તમને અંદર બોલાવીશ ત્યારે આવજો."

કમળાશંકર—"અરે શું તારા એટલી બધી માંદી છે કે માત્ર મારૂં આવવું જાણીને બેભાન થઇ જશે?"

જમના—"હા. હવે જરા શાંતિ રાખો." એમ કહી અંદર ગઇ.

તારાને જોવાને કમળાશંકર ઘણોજ અધીરો થઇ રહ્યો હતો, અને તેના હર્ષનો પાર નહોતો, પણ તેને બાપડાને ખબર નહોતી કે તેને ક્ષય લાગુ પડી ચુકયો છે! અરધી કલાક પછી જમના આવી અને તેમને અંદર તેડી ગઇ. તારાને જોતાંજ કમળાશંકર બેશુદ્ધ થઇ ગયો, પણ તારા હર્ષભેર ખાટલામાં બેઠી થઇ ગઇ. કમળાશંકરને ભાન આવ્યું અને તારાએ તેને પૂછ્યું—"આટલી લાંબી મુદતે તમને આ ગરીબ બાઇડી યાદ આવી કે શું?"

કમળાશંકર—"તારા, મારી વ્હાલી તારા, તારૂં નામ હું એક ક્ષણ પણ ભૂલ્યો નથી, અને હું તને આવી સ્થિતિમાં જોઇશ એમ સ્વપ્ને પણ મેં ધાર્યું નહોતું!"

**તારા** મોઢું મલકાવીને બોલી–"ઠીક છે! હવે મને સારૂં થઇ જશે, પણ હાલ તો મારાથી બેસાતું નથી તેથી સુઇ જાઉં છું." એમ કહીને તે પાછી સુઇ ગઇ. **મનસુખ** સુઇ ગયો હતો તેથી તેને જગાડયો નહિ અને બધાં સુઇ ગયાં.

બીજે દિવસે સહવારમાં કોઇની પણ મદદ વગર **તારા** ઉઠી ઉભી થઇ અને ઘરમાં ચાલવા લાગી. **જમના** એ જોઇ ખુશી થઇ અને તેણે જાણ્યું કે–'નબળાઇથીજ તે આવી થઇ ગઇ છે ને તેને નબળાઇ માત્ર ચિંતાથીજ આવેલી છે.' તેણે હસીને **તારાને** કહ્યું–"બેન, મેં તમને કહ્યું નહોતું કે ભાઇ ઘેર આવશે ત્યારે તમારી માંદગી જતી રહેશે!"

**તારા**–"બેન, તું મારી લક્ષ્મી છે. તું મારી અન્નપૂર્ણા છે. તારૂં બોલવું ખરૂં ન પડે તો કોનું પડે?" પોતાનાં વખાણ સાંભળીને **જમના** ત્યાંથી ચાલી ગઇ.

પેહેલી રાત્રે તો કમળાશંકરને ઉંઘ ન આવી, પણ છેક પાછલી રાત્રે આવી, અને તેથી સહવારે ઉઠયો નહિ, તે ઠેઠ જમવા ટાણે ઉઠયો. ઉઠી જુવે છે તો ઘરમાં **તારાને** હરતી ફરતી દીઠી ત્યારે તેની ખુશીનો પાર રહ્યો નહિ. તે બહુ નબળી થઇ ગઇ હતી તો પણ તેને હરતી ફરતી જોઇ સહુ ખુશી થયાં હતાં. **તારાએ** તો આજે રાંધવાની તઇયારી કરવા માંડી, પણ **જમનાએ** તેને તેમ નહિ કરવા દેતાં ગંગાને બોલાવવા કહ્યું.

**તારા**–"ગંગા આવશે ખરી?"

**જમના**–"પૈસો શું નહિ કરે?"

**જમનાનું** બોલવું ખરૂં પડયું. કમળાશંકર ખુબ કમાઇને આવ્યો છે, એમ ગંગાને ખબર થતાં તે તુરત આવી અને બોલી–"**તારા** બેન, આટલાં બધાં તમે અશક્ત થઇ ગયાં તેમ છતાં કોઈ દિવસ મને કેમ બોલાવી નહિ?"

**તારા** જરા હસી પણ કશો જવાબ આપ્યો નહિ. પૈસો કેવી ચીજ છે? ગંગાને **તારાએ** બોલાવી હોત તો શું તે આવત કે? પ્રથમ કજીયો કરાવનાર તે કયાં નહોતી? પણ પૈસો કંઈ અજબ

ચીજ છે! ગરીબનું સગું કહેવરાવવાને કોઇ પણ ખુશી હોતાં નથી તે પૈસો મળ્યે નજીક નજીક ભરાતાં આવે છે! સ્વાર્થમય દુનિયાંની આ કેવી વિચિત્રતા! કમળાશંકર ક્યાં પડ્યો છે તે કોઇ જોતું નહિ, તે બધાં આડોસી પાડોસી આજે તેને મળવા આવ્યાં ને આખો દિવસ તે તારાને તો મળીજ શક્યો નહિ. ઉઘાડી શત્રુતા દેખાડનાર ચંદ્રશંકર પણ મળવાને આવ્યો હતો અને તે તો તેનો છેક મિત્ર જેવો થઇ ગયો હતો. માંડ માંડ સાંજરે બે કલાક માત્ર કમળાશંકર નવરો પડ્યો, તેવોજ તે તારાના ઓરડામાં ગયો.

તારા સહવારની હેરફેર કરતી હતી તેથી તે સાજી થયાનું સહુ માનતાં હતાં, પરંતુ તેને થાક બહુ લાગી હતી તેથી તેનું શરીર કળવા લાગ્યું પણ કોઇ ગભરાય તેટલા માટે કોઇને પણ ખબર કર્યા વિના તે પોતાના ઓરડામાં ગઇ અને ઓઢીને સૂતી, પરંતુ પેલી ચકોર જમનાની એક આંખ કામકાજમાં અને બીજી આંખ તેના તરફજ રહેતી હતી. તેણે તારાને ઓરડામાં જઇ સૂતી દેખી એટલે તે પાછળ ગઇ અને પૂછ્યું—"બેન, કેમ સુઓ છો?" તારા બોલી—"મારૂં શરીર જરા ભાંગે છે, ને આજે હેરફેરથી જરા થાક ચઢી છે, રાત્રે ઉંઘ બરોબર આવી નથી તેથી મને જરા સૂઇ જવા દેજે. ઉઠાડ ઉઠાડ કરીશ નહિ." આ સાંભળી તેને ત્યાં સૂવા દેઇ જમના કામે વળગી; પણ વળી કેટલાક વખત પછી તે પાછી અંદર ગઇ ને જુવે છે તો તારા હજી ઘોરતી હતી. તેને કપાળે પરશેવો થયો હતો. જમના વિચારવા લાગી કે—'આટલી ટાઢ છે ને આને પરસેવો કેમ હશે?' તેણે હાથેવતી પરસેવો લુછી નાખ્યો. જમનાનો હાથ અડતાં તારા જાગી, પણ બોલ્યા વિના પાછી સૂઇ ગઇ. તે વધારે ન જાગી જાય તેટલા સારૂ જમના ગુપચુપ ત્યાંથી ચાલી ગઇ. આજે તારાએ નબળે શરીરે શ્રમ લીધો તેથી જરા તાવ ચડી હશે એમ વિચારી જમના બેફિકર રહી, છેક સાંજ પડી ગઇ પણ તારાની ઉંઘ તો ઉડીજ નહિ. કમળાશંકરે અંદર આવી પૂછ્યું—"હજી તે જાગેલ નથી?" એમ કહી તેણે તારાના કપાળપર હાથ ફેરવ્યો તો તે બરફ જેવું ઠંડું લાગ્યું. તેને આથી દેહેશત લાગી અને હવે તેણે તેને ઉઠાડવાનો પ્રયત્ન કરવા માંડ્યો. તેણે તેને

પોકારીને બોલાવવા માંડી એટલે તારા જાગી, આંખ ઉઘાડી પણ તેની સ્મૃતિ છેક જતી રહી હતી. તેણે કમળાશંકરને ઓળખ્યો નહિ, ને તે બોલી—"તું કોણ છે? તું મનસુખને લેઇ જવાને આવ્યો છે કાં? તે તને મળશે નહિ. હું તો હવે જઉં છું." એટલું બોલી તેણે પાછી આંખ બંધ કરી દીધી. કમળાશંકર રડતો રડતો બ્હાર ગયો ને જમનાને બોલાવી કહ્યું—"તારાનું મન ભમે છે. હું ડાકટરને તેડી લાવું ત્યાં સુધી તું તેની પાસે બેસજે." જમના તો હાંફતી હાંફતી ઓરડામાં ગઈ અને તારાને બોલાવવા લાગી પણ જવાબ મળ્યો નહિ. તે શ્વાસ લેતી હતી, ચેહરો સારો હતો, પણ તેનું શરીર ટાઢું પડતું હતું. તેની પાસે જમના બેઠી બેઠી તેનાં પગનાં તળિયાં ઘસવા લાગી.

આટલે બધે દિવસે પોતાની માતાને સારી થયેલી જોઇને મનસુખ તો ધર્મચંદને ત્યાં રમવા ગયો હતો. કમળાશંકરે ડાકટરને તેડવા જતાં રસ્તામાં ધર્મચંદની માતા મળી, તેને મનસુખની માતાની હકીકત કહી અને કહ્યું કે—"આજ રાત્રીએ પણ મનસુખને તમારે ત્યાંજ રાખજો." એમ કહી તે ગયો. દોઢેક કલાક પછી તે ડાકટરને તેડી ઘેર આવ્યો. ડાકટરે તપાસ કરી અને દવાની એક માત્રા પાઈ. પછી સઘળી હકીકત પૂછી લીધી. નાડી જોઈ, અને નળીવતી છાતી વગેરે ભાગો ખૂબ તપાસ્યા. પછી કમળાશંકરે આતુરતાથી પૂછ્યું—"ડાકટર સાહેબ, તમને કેમ લાગે છે?"

ડાકટર—"મને તો કંઈ ઠીક લાગતું નથી. ક્ષય છે, તે સારો ન થઈ શકે તેવો રોગ છે, મારા ત્રીશ વર્ષના અનુભવમાં આવો દરદી એક પણ સાજો થયો જોયો નથી. તપાસ કરતાં આને આ રોગ લાગુ થયે ચાર પાંચ વર્ષ થઇ ગયાં લાગે છે. શરૂવાતથીજ જો સંભાળ લેવાઇ હોત તો એક વર્ષ વધારે જીવત. પણ આ બધાથી ગભરાવાનું નથી. વખતે ઠીક પણ થાય! પરંતુ ચોક્કસ કંઈ કહી શકાય નહિ! હજી આ હુમલામાંથી ઉઠી પાં છ માસ કાઢે તો પણ કંઇ નવાઇ નથી! પણ તેમ થવું મુશ્કેલ છે! મને તો લાગે છે કે આજની રાત્રી નહિ કાઢશે. બપોર સુધી તે હરીફરી શકી તે માત્ર તમારા આવ્યાના હર્ષમાંજ. તમારા આવવાથી ઉલટ વધી. તમે ઘેર નજ આવ્યા હોત તો કદાચ તે વધારે જીવતે! ચેતના વર્ધન થયા

પછી થાક બમણો ચઢે છે! એમ ટુંકામાં કહી હાલ નહિ મરશે તો પણ તે જીવશે તો નહિજ!"

આમ કહ્યું તે સાંભળી કમળાશંકર તો બાળકની માફક રડી પડયો. તે જોઇ ડાકટર બોલ્યો—"વૈદક શાસ્ત્ર માણસની બુદ્ધિપર રચાયલું છે? આરોગ્યનો ચોક્કસ ઇલાજ હજી શોધાયો નથી, તેથી કુદરત કેમ કરે તે સમજાય નહિ? માટે તમારે ગભરાવું નહિ જોઇયે, પણ હિંમત રાખી ઉપાયો કરો."

કમળાશંકર રડતી છાતીએ બોલ્યો—"ડાકટર સાહેબ, હું છાતી કઠિન રાખીશ, પણ મને જ્યારે એમ થાય છે કે 'આને મરવાનું કારણ હુંજ છું' ત્યારે હું રડવું થોભી શકતો નથી!"

ડાકટરે મમતાથી તેનો હાથ પકડયો અને કહ્યું—"સાહેબ! આ તો બધી અટકળો માત્ર છે; કદી ખરી વાત હોય તો પણ ગભરાયે ફળ શું છે? જેનો ઉપાય નહિ તેનો વિચારજ નહિ!

કમળાશંકર મુંગો બેઠો. ડાકટરે તારાના મુખ તરફ જોયું. તેના હોઠ હાલતા દેખાયા. તે પાણી માગતી હોય એમ અટકળાયું. જમના પાણી લાવી એટલે તેમાં વળી દવાનાં ટીપાં નાખી તે પાણી તેને પાઇ દીધું. તારાએ ફરિયાદ કરી કે 'પાણી બહુ ગરમ લાગ્યું." ધીરે ધીરે તેને પાછી શુદ્ધિ આવવા લાગી. કમળાશંકરનું હૈયું હાથ રહી શકતું નહોતું. તેણે રડતાં રડતાં તારાને કહ્યું—"આ સંસારમાં સુખ ભોગવવાને માટે તું એક દિવસ પણ નહિ જીવે!" તારાને હવે પૂરે પૂરૂં ભાન આવ્યું હતું. મરવાની તઇયારીને સમયે ઘણાં માણસોની આવી સ્થિતિ થાય છે. કમળાશંકર તરફ નજર કરીને તે બોલી—"તમે રડો છો શું કરવાને?"

કમળાશંકર—"તું મને મૂકીને જાય છે તે કેમ ન રડું!"

તારા અત્યંત પ્યાર સહિત બોલી—"ભલે હું જાઉં છું, પણ સુખ મેળવીને જાઉં છું. મારા સ્વામિની સેવા કરવાનું તથા છોકરાંને ઉછેરી મોટાં કરવાનું મને મોટું સુખ મળેલું છે. અને જે જાતનું દુઃખ હતું તે તમે આવ્યા ત્યારથી ગયું છે. હું મરૂં છું તો જાણીને મરૂં છું કે હવે તમો બધાં સુખી થયાં છો. આથી મારો જીવ શાંત થઇ ગયો છે; માટે હવે ફિકર કરશોજ નહિ.

કુમળાશંકર—"તારા તું મરવાનું કહે નહિ! મારૂં હૈયું એ સાંભળીને ફાટી જાય છે!"

તારાએ કુમળાશંકરનો હાથ પકડયો અને બોલી—"મારે છેલ્લી ઘડીએ તમને એક વાત કહેવી છે." આમ કહી તેણે જમના તરફ જોયું. તે તો રડતીજ હતી.

તારા પાછી બોલવા લાગી—"મારાપર મહેરબાની કરી કબુલાત આપો કે આ જમનાને ચાકરડી તરીકે કોઈદી ગણતા નહિ! તમે જીવો ત્યાં સુધી તેને એક દીકરી માફક રાખજો."

કુમળાશંકર—"તારા, જમનાને દીકરી તરીકે જ નહિ પણ મારી માતા તરીકે હું ગણીશ જ. માત્ર એનેજ લીધે આપણે હજી સુધી જીવિયે છિયે તે હું નથી જાણતો! એ હું કદી ભુલીશ નહિ જ!"

આમ પોતાનાં વખાણ થતાં હતાં તેવામાં જમના ઓરડામાંથી બહાર ગઇ હતી. ડાકટરે વળી દવા પીવા આપી. તારા બોલી—"નાહક મને હવે દવા શા માટે પાઓ છો?"

કુમળાશંકર—"તારા, એથી તને ઠીક થશે. પી જા!"

તારા—"હું ઘણા દિવસથી મરી ગઈ હોત પણ માત્ર તમને મળવા માટેજ થોભી હતી. હવે સુખથી મરૂં છું. મારા મનસુખને બોલાવશો?"

ડાકટરની રજાથી મનસુખને બોલાવ્યો, તે આવ્યો, એટલે તેનો હાથ પકડીને તારા બોલી—"ભાઇ મનસુખ, તેં મને સોગન ખાઇ વચન આપેલું છે તે યાદ છે કે?"

મનસુખ—"હા માતાજી; જમના મારી મા છે. મારી ખરી મા તેજ છે. હું કદી તે વિસરીશ નહિ જ.

પછી તારાએ જમનાને કહ્યું—"તું મારી પણ મા છે. તેં જે કીધું છે તેનો બદલો મારાથી વાળી શકાતો નથી, પણ કંઇ મારી પાસે તને આપવાને નથી. માત્ર આ બે જણને (કુમળાશંકર તથા મનસુખને) તને આપી દઉં છું તેને તું બરોબર રાખજે. હું તો હવે તને સોંપીને જાઉં છું!"

આ સાંભળીને સહુ રડવા માંડયાં, અને તારાની એટલું બોલી રહ્યા પછી આંખ તુરત બંધ થઇ ગઇ અને ડાકટર ગયો.

# પ્રકરણ ૨૭ મું.

## ચંદ્રશંકરને ચૌદ વર્ષની ટીપ.

રામશંકરની દોલત પણ વધી ગઇ હતી. પેલો જમીનદાર મોજશોખમાં જ રહેતો હતો, અને ખરો જમીનદાર રામશંકર જ હતો. દરેક નોકર ચાકર સર્વ ઉપર તેનો જ હુકમ ચાલતો હતો. બીજા નોકરો રામશંકરની આ મોટાઇની અદેખાઇ કરતા હતા, અને તેનાથી બળતા હતા કારણ કે, તે કોઇને કંઇ ખાવા કરવા દેતો નહિ, તેથી સઘળા કારકુન વગેરે તેને ઉડાડવાના પ્રયત્નમાં પડી ગયા હતા. બધાઓએ મળી તેને ઉડાવવાને અનેક યુક્તિઓ શોધી પણ એકે બરોબર લાગી નહિ. આખરે એક નવલરામ નામના કારકુને કહ્યું કે—"એક રસ્તો છે, અને તે એકે જમીનદારને દારૂની લત બહુ લાગી છે તેથી જાગીરની બહુ દુર્વ્યવસ્થા થાય છે, એવી તેની ઠાકોરાણી કલેક્ટરને અરજી આપે, એટલે જપતી બેસશે. નવો જમીદાર વહિવટ માટે સરકાર તરફથી નીમાશે એટલે રામશંકરને ગડગડિયું મળશે." આ વિચાર સહુને પસંદ પડ્યો, પણ ફોજદારે માત્ર તેમાં વાંધો લીધો કે—"જો સરકારના હાથમાં વહિવટ જાય તો મારી કેટલીક આવક ઓછી થશે! માટે મને તે નુકશાનકારક છે." આ સાંભળી બધા વિચારમાં પડી ગયા, પણ નવલરામે તેને તુરત જવાબ આપ્યો કે—"આમ ધારવામાં તમારી ભૂલ છે. તમારી તક એથી ઓછી થવાની નથી. રામશંકરની પેઠે નવો વહીવટદાર કંઇ ખાંખાં ખોળાં કરવાનો નહિ. તે તો ચોપડા અને સીલક જ તપાસશે. તમે પાંચ રૂપિયાને બદલે ચોપડામાં પંદર માંડી દેશો તેને માટે તે કંઇ જોશે નહિ જ. કલેક્ટરે જેટલા ખર્ચની મંજુરી તેને આપી હશે, તેનાથી ખર્ચ વધારે નથી થતો એટલું જ તે તો જોશે." આ વાત સહુને પસંદ પડી તેથી ઠરાવ નક્કી કરીને સહુ વિખરાયા.

તારાના મરણ પછી કમળાશંકર બહુ દુઃખ કરવા લાગ્યો. તે કંઇ બહાર જતો નહિ. ઘરમાં જ બેસીને રડ્યા કરતો હતો અને આખો દિવસ ચિંતાતુર રહેતો હતો. જમના તેને ક્ષણ પણ રીઢો મૂકતી નહિ

અને તેની પાસે બેસી હિમત અને દિલાસાની વાતો કરતી હતી. એક દિવસે કમળાશંકરે જમનાને પુછ્યું–"જમના, મારો એક્કે કાગળ તમોને પહોંચ્યોજ નથી.

જમના–"નહિ જ !

કમળાશંકર–"ત્યારે મારા રજીષ્ટર કાગળની પોંચ આવી હતી તેમાં મનસુખની સહી હતી? એ કોણે કરી હશે?"

જમના–"અહીં તો કશું આવતુંજ નહિ ને કોઇએ કોઇદી કશી સહી કરીજ નથી. રજીષ્ટર કાગળો ચંદ્રશંકર પાસે આવતા ને તે સહી કરીને લેતો હતો, પણ અહીં કશું આવેલું નથી જ !"

કમળાશંકર–"ચંદ્રશંકરને રજીષ્ટર કાગળો ક્યાંથી આવતા હશે ?"

જમના–"તેનો કાકો તેને નાણું મોકલતો હતો."

કમળાશંકર–"જમના એ બધું હું હવે સમજ્યો. મારૂં મોકલેલું તમામ નાણું એ ચંદ્રશંકરે જ લીધેલું છે !" આ કહી તે લાગલો બહાર ગયો. ચંદ્રશંકરે બધા પૈસા લઇ લીધા એમ તેણે કેમ માન્યું, તે જમના સમજી શકી નહિ તેથી તે તેની પાછળ બોલાવવા દોડી, પણ કમળાશંકર તો દૂર નીકળી ગયો, તેથી તે પાછી આવી. કમળાશંકર તો ટપાલ હાફીસમાં ગયો, અને માસ્તરને પુછ્યું–"મનસુખના નામના રજીષ્ટર કાગળો તમે કોને મોકલ્યા છે ?"

ટપાલમાસ્તર–" બધા મનસુખને જ પોહોંચાડેલા છે જ તો ! તેના હાથની રસીદો છે !"

કમળાશંકર–"સાહેબ, મારે રસીદો નથી જોઇતી, પણ મનસુખને બતાવવા માટે મારી સાથે આપના માણસને મોકલો."

ટપાલમાસ્તરે તુરત સીપાઇને આજ્ઞા કરી તેથી સીપાઇ કમળાશંકરને રામશંકરને, નવે ઘેર તેડી ગયો, અને ચંદ્રશંકરને બતાવીને કહ્યું કે–" આજ મનસુખ !"

કમળાશંકર–"મનસુખના નામથી આણે ખોટાં નાણાં લીધાં છે ? ઠીક છે. હવે તું જા, આ વાત હાલ કહેતો નહિ જ !"

સીપાઇ–"સાહેબ, એમાં મારો દોષ નથી !"

કમળાશંકર–"તારો દોષ નથી, પણ આ માણસનો જ છે, માટે

ને નાસી ન જાય, તેથી હાલ આ વાત કોઇને કહેતો નહિ! ને તપાસ ચાલે તેમાં તું તારે ખરૂં કહેજે."

બન્ને જણા છૂટા પડયા. કમળાશંકર ત્યાંથી પોલીસમાં ગયો ને બધી વાત જાહેર કરી. પોલીસે જબાબ આપ્યો કે–"આજે તો રાત્રી પડી છે સહવારે ચોરને પકડીશું."

કમળાશંકર–"પણ ચોર નાસી જશે તો!"

પોલીસ–"હું તેનો બંદોબસ્ત કરીશ." પછી સીપાઇને બોલાવીને કહ્યું કે "ચાર સીપાઇ રાતના રામશંકરના ઘરની ચોકી રાખો કે કોઇ તેમાંથી બ્હાર જાય નહિ."

ચાર સીપાઇઓ જઇ ચોકી ઉપર દાખલ થઇ ગયા. પેલા રામસિંહને વિચાર થયો કે 'આ વાતની ચંદ્રશંકરને ખબર આપવી કે કેમ?' પણ તેમ કરતાં પોતે નાલાયક ગણાઇ નોકરીમાંથી નીકળી જશે એમ જણાયાથી તેણે એ વિચાર બંધ રાખ્યો.

કમળાશંકર ગામમાં આવ્યો તેવામાં ચંદ્રશંકરને બહુ ભય થયો હતો, પણ ચાર પાંચ દહાડા થઇ ગયા એટલે 'હવે કંઇ નથી' એમ તેને થઇ ગયું હતું, તેથી તેને જરા પણ હવે ચિન્તા રહી નહોતી. કમળાશંકરને તે મળવા ગયો હતો તે પણ પોતાનું નિર્દોષપણું બતાવવા માટે જ હતું. રાત્રે ચોકી બેઠાની ખબર ઘરમાં કોઇને પડી જ નહિ હતી. સહવારમાં જ્યારે રામશંકર પોતે હાજીસે જવા નીકળ્યો ત્યારે ચોકીદારે અટકાવી તેને કહ્યું કે–"સાહેબ, જરા રોકાઓ. અમારો ઉપરી આપનું ઘર તપાસવા આવનાર છે. તમારા ઘરમાં ચોર છે."

રામશંકર–"મારા ઘરમાં ચોર છે?! કોણ?"

સીપાઇ–"ચંદ્રશંકર નામે તમારો સાળો બીજાના નામના રજીષ્ટર પત્રો પચાવી પડયો છે."

રામશંકરને તુરત લાગ્યું કે ચંદ્રશંકરને રજીષ્ટર કાગળો આવતા ખરા. તેને આથી શક ઉત્પન્ન થયો. આથી તો તે ગુસ્સે થઇ ગયો. તુરત તેણે ચંદ્રશંકરને બૂમ પાડી બોલાવ્યો અને પૂછ્યું–"તે દિવસે તારા કાકાનો રજીષ્ટર કાગળ આવ્યાનું તું કહેતો હતો તે મને જલદી બતાવ."

બારણામાં પોલીસના સીપાઇને જોઇને તથા રામશંકરને આમ

ગુસ્સાથી પૂછતો જોઇને ચંદ્રશંકર તો ભયથી ઘરમાં નાઠો ને પોતાની ઓરડીમાં સંતાઇ ગયો. શું છે કહેતાં તેની બેન અને મા પણ તેની પાછળ તેની કોટડીમાં પેઠાં. ચંદ્રશંકર તો નાસી જવા સારૂ પાછલાં બારણાં ઉઘાડે છે ત્યાં બીજા સીપાઇને ઉભેલો જોઇ પાછો ઘરમાં પેઠો. તેની માએ પૂછ્યું—"ચંદ્રશંકર છે શું?"

રોઇને તે બોલ્યો—"ચંદ્રશંકર મરી ગયો!"

મા અને બેને પૂછ્યું—"પણ છે શું?"

ચંદ્રશંકર—"પેલા રજીસ્ટર કાગળોએ ઘાણ કાઢયો."

વાર લાગી તેથી રામશંકર ઘરમાં આવ્યો અને ગુસ્સાથી બોલ્યો—"પેલો કમબખ્ત કયાં ભરાઇ ગયો છે?"

ચંદ્રશંકર તો રડતો રડતો ભોંયપર પડયો, અને તેની મા તથા બેન એક બીજાની સામું જોતાં ઉભાં રહ્યાં.

રામશંકર—"હવે રડે છે શું? વાવેલું ઉગ્યું છે! તેં તારા નામને નહિ પણ મારા નામને બટ્ટો લગાડયો છે!"

મંગળા તથા તેની મા તો તેનું આ બોલવું સાંભળીને ક્રોધાયમાન થયાં. ચંદ્રશંકરની આવી વર્તણુક તો તેના હિસાબમાંજ નહોતી, પણ રામશંકર આમ કરડાં વચન કહે તે તેમને બહુ લાગ્યું. દુઃખ બતાવતી મા બોલી—"જોયું બેન, હું કહેતી નહોતી? મારૂં અપમાન નહિ થાય એમ કહી તું અમને તારે ઘેર લાવી, છતાં આ જો!"

મંગળા—"હું શું કરૂં? નશીબ ચાર ડગલાં આગળજ હોય!"

રામશંકર—"હમણાં નશીબ બશીબની વાતો છોડી દેજો. જો તમારે આને બચાવવો હોય તો તેને બૈરાંનો પોશાક પ્હેરાવી રાખો ને કહેજો કે તે તો અમારી નાની બેન છે. હું બ્હાર જાઉં છું."

એટલામાં ઉપરી આવ્યો, તેણે રામશંકરને કહ્યું—"તમારા ઘરમાં ચોર છે તેને લાવો, નહિ તો ઘર તપાસવું પડશે."

રામશંકર—"ભલે મારૂં ઘર તપાસો; પણ યાદ રાખજો કે મારા જેવા એક આબરૂદાર માણસના ઘરમાંથી ચોર નહિ મળશે તો જવાબ લઈ મૂકીશ!"

ફરોગાએ કમળાશંકર સામું જોયું. કમળાશંકર કહે કે—"ચોર આ ઘરમાંજ છે." રામશંકરે ક્રોધથી ભાઇ તરફ જોયું, અને પછી

બધા ઘરમાં ગયા. ચંદ્રશંકર તેમાં જડયો નહિ ત્યારે કમળાશંકર બોલ્યો—"રસોડું તપાસો" દરોગો બોલ્યો—"રામશંકરભાઇ, બઇરાંઓને દૂર લઇ જાઓ એટલે અમે રસોડું તપાસીએ" રસોડું તપાસવામાં રામશંકરે હરકત લીધી, પણ તેનું ચાલ્યું નહિ ત્યારે તેને, બૈરાંને દૂર કરવાં પડયાં. સહુથી આગળ મંગળા, પછી નાની બેન અને તેની વાંસે તેની મા, એમ નીકળ્યાં. કમળાશંકરે તુરત ચંદ્રશંકર દરોગાને બતાવી દીધો, અને તુરત દરોગાએ રામશંકરને પૂછ્યું—"આ છોકરી કોણ છે?" રામશંકર તો જવાબ દેતો દે છે તેટલામાં તો મંગળા બોલી ઉઠી—"તે તો મારી બેન છે!" દરોગાએ તેને પકડવાનો હુકમ સીપાઇને કર્યો કે ચંદ્રશંકર બોલી ઉઠયો—"બેન હું મુવો!" તુરત તે ઓરડામાં દોડયો અને સીપાઇ તેની પાછળ દોડયો. ચંદ્રશંકરને પકડી ગયા, તેનો કેસ ચાલ્યો, તેમાં સેશનની અંદર ચંદ્રશંકરને ચઉદ વર્ષની ટીપ મળી.

ચંદ્રશંકરને સજા તો ઘણી થઇ, પણ તેથી કમળાશંકરનું તો કંઇ વળ્યું નહિ જ. તે ઘરની અંદર હાય અફસોસમાં બેસી રહેવા લાગ્યો. અંતે ખરચી પાછી ખૂટી, છેવટે વિચાર થયો કે મુંબઇ જ જવું, તેથી તે મનસુખ તથા જમનાને તેડી મુંબઇ ગયો. ત્યાં પોતે એક ગૃહસ્થને ઘેર રસોયો રહ્યો ને મનસુખને એક પાદરીની શાળામાં દાખલ કર્યો. જમના પણ ચાકરીએ રહી ગઇ ને તે મનસુખની સંભાળ રાખતી હતી. પછી કમળાશંકરે વિચાર્યું કે ગવઇયાના ધંધામાં પૈસા તો પેદા થાય છે, પણ એ ધંધો હલકો છે! આમ વિચારી તે નોકરી માટે કલ્યાણી ગયો.

---

## પ્રકરણ ૨૮ મું.

### અજીતસિંહ.

અજીતસિંહ તો કમળાશંકરને ઘેર આવી રાત્રીએ સૂતા પછી સહવારમાં વેહેલો ઉઠી કોઇને પણ ખબર કર્યા વગર ચાલતો થયો, અને માર્ગમાંથી નવાં કપડાં લેઇ પહેર્યાં, ને તે જોતો જોતો ખુશી થતો ચાલ્યો અને પોતાને ઘેર ગયો. આટલી લાંબી મુદતે અજી-

તસિંહને આવેલો જોઇને તેની મા તથા ભાઇ તો હર્ષનાં આંસુ પાડતાં એકદમ બહાર દોડી આવ્યાં. અજીતસિંહે નવા કપડાં પહેર્યાં હતાં તથા તેના ખીસામાં થોડાક પૈસા હતા તેથી ઘરમાં તો તે રાજા જેવો થઇને રહ્યો અને દશ વાગતામાં તો તેને રસોઇ જોઇતી હતી, અને મા તથા ભાઇ તેને કંઇ કહી શકતાં નહોતાં, કારણ કે તે હવે મોટો ગણાતો હતો. ગામમાં તે મેળા ને નાટકોની વાતો કરતો અને પોતે મહા સુખી થઇને ફરતો હતો. પણ કોઇ સુખ ચિરકાળ રહેતું નથી. તેમ અજીતસિંહના આ સુખનો તુરત અંત આવી ગયો.

એક દિવસ પાડોસના ઘરમાં બેઠો બેઠો તે નાટકની વાતો કરવા બેઠો, તેવામાં એક જણે પુછ્યું–“તેમાં તમે કિયો વેશ લીધો હતો?” તેણે જવાબ ન દીધો તેથી સહુએ તેને એ પ્રશ્ન વારંવાર પૂછવા માંડયો, ત્યારે તે ગુસ્સે થઇ ગયો અને બોલ્યો–“નાટકમાં શું વિદૂષકનો વેશ હલકો ગણાય?” પેલાએ ફરી પુછ્યું કે, ‘ભાઇ કહો તો ખરા કે તમે શું વિદૂષક થયા હતા?” અજીતસિંહે તપી જઇને જવાબ દીધો, “તમને શું અક્કલ છે? તમે અભણ મૂર્ખ લોકો છો!”

તેને બહુ ખીજાયો જોઇને એક જણ વળી બોલ્યો–“અરે નારે ભાઇ, અજીતસિંહ કંઇ વિદૂષક હોય! એ તો હુક્કો ભરવાના કામમાં હશે!”

આ સાંભળી અજીતસિંહને ઠીક લાગ્યું. તેણે ધાર્યું કે પેલી વાત ઉડી ગઇ. તેણે વેશ કરતાં હુક્કો ભરનારનું કામ ઠીક માન્યું! એટલામાં તો વળી એક જણે તેને ખીજવવા માટે અટકળેજ કહી દીધું કે–“અરે એણે તો હનુમાનનો વેશ લીધો હતો!” આ સાંભળીને તો અજીતસિંહનાં બારે વહાણ ડૂબી ગયાં અને બોલ્યો–“અલ્યા, તને કોણે કહ્યું?” આથી તો સહુએ તે સાચું માન્યું અને કેટલાક જુવાનિયા હતા તે ‘હનુમાન, હનુમાન’ એમ ખીજવવા લાગ્યા. અજીતસિંહે તો તે ખીજવનારાઓમાંના એકને પકડીને માર્યો. એટલામાં તો આઠ દશ જણ ખીજવનારા થઇ પડયા, અને ચો તરફથી ‘હનુમાન, હનુમાન’ થઇ રહ્યું. આખરે ચીડવઇને તે ત્યાંથી નાઠો અને ચીડવનારા પાછળ પડયા. રસ્તામાંથી ગામના છોકરાઓ સામટા

ભેળા થઇ ગયા ને તેને બહુ હેરાન કરી નાખ્યો. તે દોડતો દોડતો માંડ માંડ પોતાને ઘેર પહોંચ્યો. ઘેર આવ્યો એટલે તેની માએ પૂછ્યું- "છોકરાઓ 'હનુમાન, હનુમાન' પોકારે છે તેમાં તે તું કેમ દોડતો આવ્યો?"

અજીતસિંહ-"એ બધા તો પારકા છે તે મને 'હનુમાન' કહે પણ તું એ કહે છે તેથી હું તો અહીંયાં હવે ઘડી પણ રહેનાર નથીજ!"

એમ કહી કપડાં પેહેરીને નાસી જવાને નીકળ્યો. તેની માએ ઘણુંએ સમજાવ્યો, પણ તે તો ત્યાંથી નાઠો. તેની વાંસે છોકરાનું ટોળું થયું ને તે આગળ થયો. તે માંડ માંડ બીજા ગામમાં પહોંચ્યો, પણ છોકરાનું ટોળું ત્યાં સુધી પાછળ પડેલું તેથી તે ગામના છોકરાઓ પણ શીખી ગયા. પેલા ગામના પાછળ પડનારા તો અહીંથી પાછા ફર્યા પણ તે નવા ગામના છોકરાને ચાર્જ સોંપતા ગયા, તેથી હવે તેઓ પાછળ પડયા.

તેના બીજા ભાઇઓ જ્યારે ઘેર આવ્યા ત્યારે તેના ભાગી ગયાની વાત તેની માએ કહી તેથી તેઓ તેને શોધવા નીકળ્યા. તેની બે દિવસ સુધી શોધ ચાલુ રાખી તો પણ તેનો કંઇજ પત્તો મળ્યો નહિ.

---

## પ્રકરણ ૨૯ મું

### મનસુખ અને કાંચન.

**કાંચનનું** ઘર મુંબઇમાં કર્નાક રોડપર હતું અને તેને બે માળ હતા. ઉપલો માળ સળંગ હતો તેમાં તેણે સૂવાનું રાખ્યું હતું. અને નીચલે માળે સડકપર પડતું એક દિવાનખાનું હતું તેમાં તે અભ્યાસ કરતો હતો. એ ઘરની દક્ષિણ બાજુએ એક બીજું ઘર હતું તેમાં **મનસુખ** રહેતો હતો. તે મનિસ્કુલમાં ભણવા જતો હતો. આ બન્ને પાડોસી તરીકે એકબીજાને ઓળખતા હતા.

એક દિવસે સાંજનો **મનસુખ** નિશાળેથી પાછો આવતો હતો એવામાં ઝરમર ઝરમર વરસાદ આવવા લાગ્યો. તે વેળા તેની પાસે છત્રી નહોતી, તેથી તેણે ચોપડીઓ સ્લેટની નીચે મૂકીને માથાપર

મૂકી કે ચોપડીઓ ભીંજાય નહિ. પરંતુ તે કાંચનના ઘર પાસે આવ્યો એટલામાં તો એક સખ્ત ઝાપટું આવ્યું, તેથી તે કાંચનના ઓટલાપર ચડી ગયો. કાંચન ઘરમાં જ હતો, તેને મનસુખ સાથે ઓળખાણ કરવાની મરજી હતી, તેથી તેણે મનસુખને અંદર બોલાવ્યો, એટલે તે વરસાદ રહેતાં સુધી અંદર ગયો. મનસુખના પગ કાદવ-વાળા હતા તે ધોવરાવવા કાંચને ચાકરને આજ્ઞા કરી. અને પગ ધોયા પછી મનસુખને કાંચને પોતાની જોડે ગાદીપર બેસાડ્યો. એટ-લામાં એક ચાકર મીઠાઇની રકાબી લાવ્યો. તે મનસુખ આગળ ધરી ત્યારે તે શરમાઇ નીચું માથું ઘાલીને બોલ્યો—"સાહેબ, મને આ વખતે ખાવાની ટેવ નથી." કાંચને તો પણ તેને થોડુંક ખવરાવ્યું.

વરસાદનું જોર વધીને તોફાનજેવું થઇ પડયું અને લોકોની આવ-જાવ બંધ થઇ. ત્યારે મનસુખ બોલ્યો—"વરસાદ તો બંધ પડે તેવું જણાતું નથી ને રાત્રી પણ પડવા આવી છે. માટે હવે મારે જવું જોઇયે."

કાંચન—"શું આવા તોફાનમાં તે જવાય કે!"

મનસુખ—"મારે ઘેર કામ છે તેથી ગયા વિના ચાલે તેમ નથી."

કાંચન"—એવું તે શું કામ છે?"

મનસુખને ખરેખરૂં કહી દેવાનું ગમ્યું નહિ, તેથી તે બોલ્યો—"મારાં કપડાં બધાં ભીનાં થઇ ગયાં છે તે જો હું બદલીશ નહિ તો માંદો પડીશ."

કાંચન—"કપડાં અહિં જ બદલો તો શી હરકત છે?" તુરત તેણે ચાકરને કોરાં લૂગડાં લાવવાની આજ્ઞા કરી. મનસુખ શરમાઇ જઇને બોલ્યો—"ના સાહેબ, મને કપડાં બદલવાની એટલી બધી ઉતાવળ નથી. મને ઘેર જલદી જવાનાં બીજાં પણ કેટલાંક કારણો છે." કાંચને મનસુખનાં કપડાં જોયાં તો તે છેક ભીંજાયલાં દીઠાં તેથી તે બોલ્યો—"કપડાં તો છેક ભીંજાઇ ગયાં છે અને જરૂર કેમ નથી?"

મનસુખે તો જવાની હઠજ લીધી પરંતુ કાંચને તેને બેસવાની ફરજ પાડી, અને બોલ્યો કે—"હું તમને જવા દેવાનો નથી."

મનસુખ બેઠો અને બોલ્યો—"સાહેબ, આપની સાથે ઓળ-ખાણ કરવાની મને ખરેખરી જરૂર હતી, કેમકે મારી પાસે કેટલાંક પુસ્તકો નથી તે આપ પાસેથી વાંચવા લેવાની મારી મરજી હતી,

તે આજે પાર પડી તેથી હું બહુજ ખુશી થયો છું! અહીંથી જવાની મારી બિલકુલ મરજી નથી પણ મારે જવાની ઘણી જરૂર છે એટલે લાચાર છું. સાહેબ, મારે જવુંજ જોઇયે!"

**કાંચન**–"ભાઇ, એવી તે શી જરૂર છે?"

**મનસુખ**–"આપ મારાપર આટલી બધી મમતા રાખો છો તો મારે આપને જવાનું કારણ કહી દેવું જોઇયે. હું રસોયા તરીકે કામ કરૂં છું, ને તેના બદલામાં મને ખાવાનું મળે છે, માટે મારે ત્યાં જવુંજ જોઇયે, સાહેબ!"

આ બોલતાં બોલતાં **મનસુખે** માથું નીચું ઘાલી દીધું હતું. આ સાંભળીને **કાંચનને** બહુ ખેદ થયો. પરંતુ તેણે ડહાપણથી વાત બદલી નાખી અને કહ્યું, "મને તમને મળવાનું મન હતું છતાં તમે કેમ મને મળતા નહતા?"

**મનસુખ**–"આપ તો મોટા માણુસ છો, અને આપ તેમ કરશો એમ મને ખબર નહોતી, એટલે જરા સંકોચાતો હતો, આજે વરસાદે મને લાભ કર્યો તેથી મળવું થયું!"

**કાંચન**–"હું મોટો માણુસ કેમ છું? હું તો તેમ ધારતો નથી! આપણી બેની વચ્ચે કદાચ એકજ તસુનો ફેર હશે!"

**મનસુખ** શરમાઇ જઇ કશું બોલ્યો નહિ.

**કાંચન**–"ભાઇ તમે આ કપડાં તો બદલીને જાઓ."

નહિ ચાલ્યે **મનસુખે** કપડાં નવાં પહેર્યાં, અને પોતાનાં કપડાં સાથે લેઇ જવાને વીંટાળી લીધાં, ત્યારે **કાંચન** બોલ્યો, "તમારાં કપડાં તથા ચોપડીઓ અહીંજ મૂકતા જાઓ. કાલે લઇ જજો." પછી તેણે તેમ કર્યું. કાંચને તેને એક છત્રી આપી તથા ફાનસ આપીને એક ચાકરને તેની સાથે મોકલ્યો.

જે ઘરમાં **મનસુખ** રહેતો હતો તેજ ઘરમાં પ્રભુરામ નામનો એક બ્રાહ્મણનો છોકરો રહેતો હતો. તે **મનસુખને** આવતો જોઇ બોલ્યો, "ઓહો! **મનસુખભાઇ** તો ફાનસ વિના ચાલતા નથી. આજે તો તે મોટા નવાબ બની ગયા છે!"

**મનસુખ**–"ભાઈ, એ મારો વાંક છે. આપ કૃપા કરીને ન બોલતા. શેઠ સાંભળી જાય તે ઠીક ન કહેવાય!"

પ્રભુરામ શેઠનો દીકરો જ હતો તેથી તે બોલ્યો–"મારામાં અને શેઠમાં શું ફેર છે? તે તો ક્યારના સાંભળી ગયા છે!"

પ્રભુરામને બોલતો તથા **મનસુખને** આવતો જોઇને શેઠ બોલી ઉઠયો–"એક બ્રાહ્મણ રસોયા માટે આ બધી ધાંધળ શી? શું વરસાદ આવ્યો માટે બધાને આજે ભૂખ્યા રાખવાના છે? આવા તિસમારખાં નોકર મારે રાખવાની કશી જરૂર નથી! અલ્યા આવતી કાલથી તું બીજી નોકરી શોધી લેજે."

**મનસુખ** બાપડો કશો જવાબ આપ્યા વગર રસોડામાંજ પાધરો દાખલ થઈ ગયો. ત્યાં **જમનાને** રાંધતી જોઇ. **જમના મનસુખને** જોઇને બોલી–"ભાઈ, તું અત્યાર સુધી ક્યાં ગયો હતો? આ લોકો બહુ વાંકાપાડા છે!" આમ કહેતાં કહેતાં તેની આંખમાંથી આંસુની ધારા ચાલી નિકળી.

**મનસુખ**–"માજી, પેલો છોકરો જેની હું તમને વાત કરતો હતો તેણે મને વરસાદને લીધે ઘરમાં બેસાડી રાખ્યો હતો અને મને ખવરાવ્યું તથા આ કપડાં પહેરવાને આપ્યાં. તે મને વરસાદમા આવવા દેતો ન હોતો. જ્યારે મેં તેને બહુ સમજાવ્યા ત્યારે માંડ માંડ તેણે એક ચાકરને ફાનસ આપીને મને મોકલ્યો છે. તે બીચારો બહુજ ભલો દેખાય છે."

**જમના**–"ઇશ્વર તેને આવરદા આપો." આ સાંભળીને તે ખુશી થઈ હતી.

**મનસુખ**–"માજી, તમે તેનું નામ જાણો છો?"

**જમના**–"ના ભાઇ, હું નથી જાણુતી."

**મનસુખ**–"મને તેની સાથે ઓળખાણ કરવાની બહુ મરજી હતી, પણ એક તો તે પૈસાદાર અને વળી મારાથી ઉમ્મરે પણ મોટો તેથી મારી હિંમત ચાલતી નહોતી. એક ચોપડીમાં મેં તેનું નામ 'કાંચન' જોયું, એ નામ કેવું મજેનું છે!

**જમના**–"હા ભાઈ, પણ નામથી શું થયું? સારો સ્વભાવ હોય તો પણ ઠીક કહેવાય."

**મનસુખ**–"તમે તેને જોશો તો તમારી ખાત્રી થશે કે તે કેવો ભલો માણુસ છે! તેણે મને ભણુવા માટે હરકોઇ ચોપડી લઈ જવાનું કહ્યું છે!"

**જમના**–"તું મને એ છોકરો બતાવજે. તેના ઘરમાં બીજાં બૈરાં છોકરાં કંઇ છે?"

**મનસુખ**–"ના, ના."

**મનસુખે** આવીને **જમના** પાસેથી રાંધવાનું કામ લઈ લીધું અને તે બોલ્યો, "માજી, આમાં જરા તેલ આપજો."

**જમના**–"તેલ તો વરી ગયું છે. હવે નથી."

**મનસુખ**–"શેઠનું વરી ગયું પણ આપણું તો છે ને?"

**જમના**–"એ બહુ થોડું છે તે તારે વાંચવા માટે દીવો જોઇશે ને?"

**મનસુખ**–"આજે મને મોડું થયું તેથી શેઠ ગુસ્સે છે, ને વળી ખાવાનું સારૂં નહિ થશે તો વધારે ધાંધલ કરશે; માટે આજે રાતનો વાંચીશ નહિ. તમે તમારે તેલ મને આપી દો."

જમના પોતે કમાઇ લાવતી તેમાંથી રાત્રે **મનસુખને** વાંચવા માટે જુદું તેલ લાવતી હતી. રાંધવામાં શેઠ તરફથી જે તેલ વપરાતું તે થોડું પડતું ત્યારે બિચારો **મનસુખ** પોતાનું તેલ તેમાં વાપરતો હતો, કેમકે વધારે મગાય નહિ, ને વઘાર ધુંગાર સારો તો થવો જોઇયે જ. માગે તો શેઠાણી ગુસ્સે થઇ કહેતી કે 'તેલ બેલ ચોરાઇ જાય છે!' તેથી માગતો જ ન હોતો.

જમવાનો સમય થયો ત્યારે બધી થાળી પીરસીને પછી પોતાની તથા જમનાની થાળી પીરસીને શેઠને પુછ્યું–"કેમ કંઇ વધારે જોઇશે?"

શેઠ મીજાજ ખોઇ બોલ્યા–"તું કંઇ મોટો નવાબ બવાબ થઇ આવ્યો? શું એટલી સબુર નથી થઇ શકતી? મારી ચાકરીમાં આમ નહિ ચાલે!"

જમતાં જમતાં નાના શેઠ **પ્રભુરામ** બોલ્યા–"નવાબ સાહેબ, જરા શાખ વધારે આપશો?"

**મનસુખ**–"સાહેબ, શાખ તો હવે વધારે નથી!"

શેઠાણી–"જમ્યા પહેલાં જ શાખ બધું થઇ રહ્યું?"

**મનસુખ**–"હાજી, બધું પીરસી જ ગયો છું."

**પ્રભુરામ**–"જોઉં તારી પાતળ જોવા દે જોઇયે? કેટલું રાખ્યું છે?"

મનસુખે પોતાની અને જમનાની થાળીઓ બતાવી તો તેમાં જરા પણ શાખ નહોતું. ત્યારે પ્રભુરામ બોલ્યો—"તેં બીજે સંતાડ્યું હશે!"

મનસુખ—"ત્યારે આપ જમી રહો એટલે તપાસી જો જો."

પ્રભુરામ—"ઠીક છે, હવે બડબડ મૂક."

બધા જમી ગયા એટલે મનસુખે નીચે જઇ જમનાને કહ્યું—"તમે જમી લ્યો. મારે આજે જમવું નથી."

જમના—"કેમ નથી જમવું?"

મનસુખને એનાં વચનો બહુ લાગ્યાં હતાં તેથી ખેદને લીધે તે જમવાનો નહોતો, પણ તેણે જમનાને એમ કહ્યું કે—"મેં કાંચનને ત્યાં બહુ ખાધું છે તેથી મને ભૂખ લાગી નથી."

પણ ચપલ જમના તેનું ખરૂં કારણ સમજી ગઇ હતી અને તેથી તે બંને જણાં વાળુ કર્યા વગરજ સૂઇ ગયાં.

---

## પ્રકરણ ૩૦ મું.

### જમનાનો અભિપ્રાય.

મનસુખને તેને ઘેર મોકલ્યા પછી કાંચને, પોતાનો એક નોકર બળદેવ કરીને હતો તેને બોલાવ્યો. બળદેવે કાંચનને નાનેથી મોટો ઉછેરીને કર્યો હતો તેથી તે એક ચાકર જેવો નહોતો પણ સલાહકાર જેવો હતો, તે આવ્યો.

કાંચને તેને કહ્યું—"પેલો છોકરો જે અહીં હમણાં આવ્યો હતો તેને તેં જોયો?"

બળદેવ—"હાજી, મેં તેને જોયો હતો."

કાંચન—"ત્યારે તેં તેને માટે શું ધાર્યું?"

બળદેવ—"તે ઘણો નમ્ર, શાંત અને ગરીબ દેખાતો હતો! અંદરનો તેનો સ્વભાવતો જે હોય તે ખરો!"

કાંચન—"તને એકદમ કોઇનો વિશ્વાસ આવતોજ નથી!"

બળદેવ—"એ વાત ખરી છે. પણ ભાઇ, તેનું નામ શું છે? હું કંઇ તેને નિંદતો તો નથી જ! અને તો તે સારો લાગ્યો છે."

કાંચન—"મેં કંઇ તેનું નામ તો પૂછ્યું નથી, પણ તે, બોલવા ચાલવાપરથી સારો કેળવાયલો અને સુશીળ લાગે છે!" આમ કહી કાંચન, બળદેવ શું કહે છે તે જોવા તેની સામું જોઇ રહ્યો, પણ બળદેવ કશું બોલ્યો નહિ, ત્યારે તે પાછો બોલવા લાગ્યો—"એ છોકરો ઘણો દુઃખી છે! તે કોઇને ઘેર રસોયાનું કામ કરે છે! દિવસે નિશાળે ભણુવા જાય છે. એના દેખાવપરથી એ કોઇ ગરીબનો પુત્ર હોય, એમ લાગતું નથી. એના હસ્ત કેટલા કોમલ છે! મને લાગે છે કે તે કોઇ એકાએક બનાવથી ગરીબ થઇ ગયેલ હોવો જોઇયે!"

બળદેવ ઉદાસ ચહેરે બોલ્યો—"એમ પણ હોય!"

કાંચનને આ જવાબ કંઈ બહુ ઠીક લાગ્યો નહિ. તેના મનમાં તો એમ હતું કે મનસુખને પોતાની ભેળો રાખવો, પણ એ વાત બળદેવ પાસેજ કરાવવાનો તેનો વિચાર હતો. પણ બળદેવના આવા ઠંડા જવાબોથી તો તેને ઠીક ન લાગ્યું આથી તે વળી બોલ્યો—"બળદેવ, કદાચ આપણે એમ એકાએક ગરીબ થઇ જઇયે, તો શું થાય?"

બળદેવ—"ઇશ્વર એવો સમય ન દેખાડે.' હજી તે બરોબર ઠેકાણે આવ્યો નહિ.

કાંચન—"પણ ધાર કે મારી કેળવણી પૂરી થતાં પહેલાં આપણે ગરીબ થયા તો પછી મારે પણ કોઇને ત્યાં જઇ રાંધવું પડે કે નહિ?"

આટલામાં રસોઇયાએ આવી વાળુનો સમય થયાનું કહ્યું તેથી અસંતુષ્ટ કાંચન વાળુ કરવા ગયો અને પછી સૂઇ ગયો, બળદેવ પણ વાળુ કરી સૂઇ ગયો. તોપણ સૂતા પહેલાં વાળુ કરી રહીને પાનસુપારી ખાતી વેળા કાંચન બોલ્યો કે—"બળદેવ, આપણે તો ભોજન કરી આરામ લેવા જઇયે છિયે, પણ પેલો બિચારો છોકરો તો હજી રસોઇ કરતો હશે!"

બળદેવ—"ભાઈ, બધાનાં નશીબ સરખાં હોતાં નથી. જો તેમ હોય તો આ દુનિયાં ચાલેજ શી રીતે? બધા પાલખીમાં જ બેસનારા થાય તો પછી ઉચકનાર ક્યાંથી મળે!"

કાંચન હવે લાચાર થઈ પોતેજ બોલ્યો—"મને તો તેને માટે ઘણો ખેદ થાય છે. મારી મરજી તો તેને આપણી સાથે રાખવાની થઈ છે."

કાંચન જન્મ્યો ત્યારથી, અને વિશેષ કરીને તેની માતા સ્વર્ગવાસ પામ્યા પછીથી તેની દરેક મરજી પૂરી પાડવામાંજ આવતી હતી. કોઈ પણ તેનો બોલ ઉથાપતું નહિ જ, આથી બળદેવે જવાબ આપ્યો "તમારી તેવી મરજી હોય તો ભલે રાખો."

કાંચન—"પણ પિતાજી તો હરકત લેશે નહિ?"

બળદેવ—"કોઈ પણ વખત તેણે કશી હરકત લીધી છે? શું એ છોકરાના બે કોળિયા તેને ભારે પડવાના? ઈશ્વરે કૃપા કરી છે તો તે એક ભારે પડશે નહિજ!"

કાંચન—"ત્યારે તો હું તેમને લખીશ અને આવતી કાલે એ છોકરાને અહીં લાવીશ."

બળદેવ—"લખો કે ન લખો તેની હરકત નથી."

બળદેવનું આ બોલવું સાંભળીને કાંચન વિશેષ આનંદ પામ્યો, તે સુઈ ગયો પણ તે તુરત એકાએક જાગી ઉઠયો અને દીવો કરી તેણે એક પત્ર લખી કાઢયો. સહવારમાં ઉઠી દિવાનખાનામાં આવી એક ચાકરને, મનસુખને તેડવા મોકલ્યો; પણ ચાકર આવ્યો તે વેળા મનસુખ તો રસોઈના કામમાં લાગી ગયો હતો તેથી તેણે જવાબ દેવરાવ્યો કે—'હું નિશાળે જઈશ ત્યારે મળતો જઈશ.'

હંમેશના કરતાં આજે વ્હેલો રાંધી લઈને મનસુખે સહુને જમાડી દીધાં અને પોતે પણ ઝટઝટ જમી લેઈને કાંચને આપેલાં કપડાંની ઘડી કરી કાગળમાં લપેટી સાચવી લેઈને તે તુરત નીકળ્યો, તે કાંચનને ઘેર આવ્યો. મનસુખે ધીરેથી પેલી કપડાંની પોટલી કાંચન આગળ મૂકી. કાંચને પૂછ્યું—"એ શું છે?"

મનસુખ—"આપનો ચાકર આવ્યો ત્યારે તેની સાથે જ આ કપડાં મોકલત પણ તે વખતે હજી મારાં કપડાં સૂકાયાં નહોતાં તેથી ન મોકલ્યાં."

કાંચન—"મેં ચાકરને કપડાં લેવા મોકલ્યો નહોતો. મેં તો તમને તેડવા મોકલ્યો હતો. મેં ગઈ કાલે રાત્રે એક નિશ્ચય કર્યો છે, પણ તે કહેતાં જરા શરમ આવે છે!"

**મનસુખ**–"એમાં શરમાયા જેવું શું છે? સુખેથી કહો ને!"

**કાંચન**–"કદાચ તે તમને નહિ ગમે?"

**મનસુખ**–"તમે મને અત્યંત ચાહો છો, માન આપો છો, તો પછી એવું શું હોય કે મને માઠું લાગે! તમારૂં મને માઠું નહિજ લાગે, સુખેથી કહો!"

**કાંચન** શરમથી બોલી શક્યો નહિ, તેણે ચોપડીઓ તરફ જોયું અને **મનસુખ**ને કહ્યું–"તમે મારી પાસે ચોપડીઓ માગો છો, પણ પછી મને તેનો ખપ પડે ત્યારે કેમ કરવું?"

**મનસુખ**–"જે ચોપડી તમારે ખપની હોય તેની મારે જરૂર નથી! તમને બિલકુલ ખપ ન હોય તે આપશો તો મને ખર્ચ બચશે."

**કાંચન**–"પણ તેના કરતાં તમે અહીં જ રહો અને આપણે સાથેજ ઉપયોગ કરિયે તો શી હરકત છે?"

**મનસુખ**–"તમારે ત્યાં તો બ્રાહ્મણ રસોઇઓ છે."

**કાંચન**–"મારે તમને ચાકર રાખવા નથી. આપણે બંને સરખા થઇને સાથે રહિયે એમ ઇચ્છું છું."

**મનસુખ** તો શરમથી નીચું મુખ રાખી બેસી રહ્યો, **કાંચન** પણ પ્રથમ તો બોલ્યો નહિ પણ પછી તેણે કહ્યું–"કેમ, મારો એ વિચાર તમને ગમે છે કે?"

**મનસુખે** અચકાઇને જવાબ આપ્યો–"સાહેબ, હું એકલો નથી. મારી સાથે મારૂં એક સગું પણ છે. અમે બંને સાથે રહિયે છિયે."

**કાંચને** આશ્ચર્ય પામી પૂછ્યું–"કોણ સગું?"

**મનસુખ**ની આંખમાં પાણી ભરાઇ આવ્યાં ને તેણે કહ્યું–"હાલ જેવી મારી સ્થિતિ છે તેવી પ્રથમ ન હોતી. મારાં માતુશ્રીની પાસે **જમના** નામની એક ચાકરડી હતી, તેણે મને ઉછેરીને મોટો કીધો છે. માતા કરતાં હું તેનો વધારે ઓશિયાળો છું. એક વખત અમે જ્યારે અત્યંત કંગાળ હાલતમાં આવી પડયાં હતાં, ત્યારે તેની દોલતથી અમે જીવ્યાં હતાં. બીજાને ત્યાં જાત તોડી કામ કરી આવીને પૈસા લાવતી તેમાંથી અમારો નિર્વાહ ચાલતો. આ બધાં કારણોથી હું તેને ચાકરડી નહિ પણ મારી માતા તરીકે ગણું છું

અને જ્યાં જાઉં છું ત્યાં તેને સાથેજ રાખું છું. એ બાઈ મને જોયા વગર જીવી શકે તેમ નથી!"

મનસુખનું આ બોલવું સાંભળી કાંચનની આંખમાં અશ્રુ આવ્યાં, પણ એટલામાં તો બળદેવ ત્યાં આવ્યો. કાંચને કહ્યું,-"બળદેવ, જેને વિષે આપણે રાત્રે વાત કરી હતી તે આજ!",

બળદેવ-"તે અહીં રહેવા કયારથી આવશે?"

કાંચને "જમના વિષેની બધી વાત તેને કહી. ત્યારે બળદેવે કહ્યું-"એ તો બહુજ ઠીક થયું. તમેજ એક ચાકરડીની શોધમાં છોજ, તે જો કરે તો આપણે બીજી શા માટે શોધવી પડે?"

મનસુખ-"પણ મારા શેઠને ત્યાંથી હું કેમ નીકળું?"

કાંચન-"કેમ શેઠ તમને બહુ ચાહે છે કે?"

મનસુખ-"સાહેબ, ચાકરને કોઇ ચાહે કે? ગઇ કાલેજ તમે મને મોડો જવા દીધો તેથી કાઢી મૂકવાની ધમકી આપી હતી! એટલુંજ નહિ પણ વળી."

કાંચન-"વળી શું?"

મનસુખ-"કાંઈ નહિ સાહેબ!"

કાંચન-"ઠીક જવા દો. પણ ત્યારે તમને અહીં આવવામાં શી હરકત છે?"

મનસુખ-"મારી જમનાને તે વાત કરૂં તે પછી ખરો જવાબ આપી શકાય!"

કાંચન-"કયારે વાત કરી લેશો?"

મનસુખ-"આજ સાંજરે નિશાળેથી આવીને વાત કરીશ."

તેજ દિવસે રાત્રે રાંધતાં રાંધતાં મનસુખે જમનાને બધી વાત કહી. અને તે સાંભળતાં જમનાં રડી પડી. ને તે સાંભળી રહ્યા પછી બોલી-"ત્યાં જવાને આપણુને કશી હરકત નથી, પણ તેના ઘરમાં બીજા નોકરો કેવા છે? તેઓ આપણો તિરસ્કાર કરે તો? અહીં જો કે તું ચાકર છે તો પણ તે વાત કોઇ જાણતું નથી, પણ ત્યાં તો ચાકરો આપણુને ધિઃકારે તો કેમ થાય?"

મનસુખ-"માતાજી, મેં તેને મારી બધી હકીકત કહી દીધી છે, ને તેણે મને પોતાની બરોબર રાખવા કહ્યું છે."

જમના—"હું તને ઠપકો આપતી નથી, પણ તારો શો વિચાર છે?"

મનસુખ—"મારી ઇચ્છા તો ત્યાં જવાની છે, પણ તું જો સાથે આવે તોજ નહિ તો નથી."

જમના—"ત્યારે તો આપણે બંને જઇશું, પણ આ શેઠને આપણે અત્યારેજ ખબર આપવી જોઇયે, નહિ તો તેનું કાલે શું થાય?"

વાંચનાર, ભલાં માણુસની ભલાઇ પણ કેટલી હોય છે? ઘણા ચાકરો કામ પડતું મૂકી નાસી જાય છે, છતાં આ શેઠ જુલમી છે તો પણ તેને રખડાવીને નહિ ચાલ્યાં જવાનો આ ભલી જમના વિચાર કરે છે! ધન્ય છે તેની જાતને!

જમનાએ કબુલ કર્યું તેથી મનસુખ અત્યંત રાજી થયો અને જમ્યા પછી તેજ વખતે જઇને કાંચનને પણ તે 'હા,' કહી આવ્યો તેથી તે પણ અત્યંત ખુશી થયો.

---

## પ્રકરણ ૩૧ મું.

### સુવર્ણલતા અને મનસુખ.

નવરાત્રીના તહેવાર આવી પહોંચ્યા હતા. શરદ ઋતુના સમાગમ સમયે પૃથ્વી આનન્દથી નૃત્ય કરે છે! લોકો દેવીની ઉપાસના કરે છે! યુવાન પુરૂષો પોતાની ભાર્યાઓને ખુશી કરવાને માટે બહાર ગામથી ઘેર આવી પહોંચે છે! અને સ્ત્રીઓ પણ પોતાના પતિને ખુશી કરવાને સુશોભિત શણગાર સજે છે. ગરીબ લોકો પણ નવાં કપડાં પહેરે છે.

મનસુખ અને કાંચન બંને સાથે રહેતા હતા. તેઓ બંને ભાઇ જેવા હતા. મનસુખ કાંચનને મોટા ભાઇ કહીને બોલાવતો હતો અને કાંચન પણ તેને 'ભાઇ' કહીનેજ બોલાવતો હતો.

એક દિવસે કાંચન બોલ્યો—'ભાઇ, રજા પડી છે તેથી ઘેર જવાનો છું. તમે મારી સાથે આવશો કે તમારે ઘેર જશો?"

મનસુખ—"હું ઘેર તો જવાનો નથી. ખુશીથી તમારી સાથે આવીશ."

**કાંચનને** ઘેર સહુ ગયાં. ત્યાં **સુવર્ણલતા** પણ **મનસુખને** 'ભાઇ' કહીને જ બોલાવતી હતી. તેને શીખવવાનું કામ પણ **મનસુખ** જ કરતો હતો. ટુંકામાં **સુવર્ણલતા** **મનસુખ** સાથે એટલી બધી ભળી ગઇ કે તેના વિના તેને ગમતું જ નહિ. એક દિવસે **કાંચને** **સુવર્ણલતાને** કહ્યું–"બેન તું કેટલા બધા દિવસથી વાંચતી નથી ?"

**સુવર્ણલતા**–"ભાઇ હું તો નિત્ય વાંચું છું!"

**કાંચન**–"ત્યારે આજે મારા દેખતાં વાંચ એટલે હું સાંભળું."

**સુવર્ણલતા** 'નવ રાત્રીની વાર્ત્તા'ની ચોપડી લાવી અને **કાંચન** આગળ તે મૂકી, ત્યારે **કાંચને** કહ્યું–"તું આમાંથી કેઇ વાર્ત્તા વાંચશે ?"

**સુવર્ણલતા**–"સીતાની."

**કાંચને** તેનું એક પ્રકરણ વાંચ્યું અને પછી **સુવર્ણલતાને** તેની મતલબ પૂછી. **સુવર્ણલતા** બોલી–"મોટા ભાઇ, તમે તો એટલી બધી ઝડપથી વાંચો છો કે મારાથી તેમ થાય નહિ, માટે હું તો નાના-ભાઇ સાથે વાંચીશ."

**કાંચન**–"ઠીક છે. નાનાભાઇને બોલાવ જોઇયે!"

**સુવર્ણલતાએ** બહાર જાઇ, **મનસુખ** બેઠો હતો તેનો હાથ પકડી કહ્યું–"તમને મોટા ભાઇ બોલાવે છે."

**મનસુખ**–"કેમ ?"

**સુવર્ણલતા**–"આવો એટલે ખબર પડશે."

**મનસુખનો** હાથ પકડી **સુવર્ણલતા** તેને મોટા ભાઇ પાસે ખેંચી ગઇ. **મનસુખે** કહ્યું–"મને કેમ બોલાવ્યો ?"

**કાંચન**–"અહીં અંદર કેમ નથી આવતા ? બહારના માણસની પેઠે બહાર કેમ બેસી રહો છો ? ઘરના માણસની પેઠે કેમ નથી રહેતા ?"

**મનસુખ**–"કંઇ નહિ. ત્યાં લોકો બેઠા છે તેથી બેઠો હતો."

**કાંચન**–"**સુવર્ણલતાને** મારૂં વાંચવું પસંદ નથી તેથી તે મારી સાથે વાંચતી નથી. તમે વાંચો."

**મનસુખે** વાંચવા માડયું અને વાકયે વાકયનો અર્થ સમજાવવા માંડયો. તે વાંચતો હતો તેટલામાં **સુવર્ણલતાનું** ધ્યાન ચોપડીમાં ન હોતું, પણ **મનસુખના** ચહેરા ઉપરજ તેની નજર ઠરી રહી હતી. વાંચી રહીને **મનસુખે** તેને પૂછયું–"કહો હવે તેમાં તમે શું સમજ્યાં ?"

સુવર્ણલતા હસતે ચહેરે બોલી–"તમે મને માનથી એ નામે કેમ બોલાવો છો?" આ વચનથી મનસુખ શરમાઇ ગયો અને આજ સુધી પોતે ભાઇ બેન તરીકે આ ઘરમાં છૂટથી વર્તતો હતો તે આ સાંભળીને ઝાંખો પડી ગયો; એટલામાં કાંચન ફરી બહાર જતો હતો તેને મનસુખે કહ્યું–"મોટા ભાઇ! મારે થોડુંક વાંચવું બાકી છે. આપણે સાથેજ જઇયે"

કાંચન–"તમે તમારે વાંચો. હું હમણાંજ પાછો આવું છું." એમ કહીને તે બહાર ગયો. મનસુખ તો ચોપડીમાં માથું ઘાલી રહ્યો. એટલે સુવર્ણલતા પાછી બોલી–"આજે તમને શું થયું છે? તમે ઉદાસ થઇ નીચું કેમ જોઇ રહ્યા છો?"

મનસુખ–"કંઇ નહિ. ચાલો વાંચો."

સુવર્ણલતા–"નહિજી, તમે મને કહો કે આજ આમ કેમ છે!"

મનસુખ સુવર્ણલતા સામું જોઇ તુરત નીચી નજર કરીને બોલ્યો–"સુવર્ણલતા, હું એક ઘણોજ કંગાળ માણસ છું! હું તમારા જેવા એક ગૃહસ્થના ઘરમાં રાંધણું રાંધતો હતો, માટે મારા જેવા માણસે તમારા જેવાંને માનથીજ બોલાવવાં જોઇયે; અને અદબથી રહેવું જોઇયે."

આટલું કહી તે પાછો આડી નજરે સુવર્ણલતા તરફ જોઇ રહ્યો, અને સુવર્ણલતાએ તેની આંખમાં પાણી જોયાં તેથી તે વાત ભુલાવવા માટે બોલી–"ભલા તમારે ત્યાં માતાની સ્થાપના થાય છે કે?"

મનસુખ–"અમે તો ગરિબ છિયે તે સ્થાપના કેમ કરી શકિયે!" આટલું બોલતાં બોલતાં તેની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં.

સુવર્ણલતા–"તમારાં માજી ક્યાં છે?"

મનસુખ–"તેઓ તો સ્વર્ગવાસી થયાં છે! પણ તમારે માતાજી છે કે કેમ!"

સુવર્ણલતા–"નાજી તેઓ પણ નથી. આડોસીપાડોસીનાં જે બધાં છોકરાં સાથે હું રમું છું તે બધાંને મા છે અને મને નથી. હું પિતાજીને મારાં મા વિષે પુછું છું ત્યારે તેઓ રડે છે. મારા મોટા ભાઇને પુછું છું ત્યારે તે કંઈ જવાબ દેતા નથી. તે ક્યાં છે, તે હું કંઇ જાણતી નથી!

મનસુખ—"સુવર્ણલતા, તમારાં માતાજી પણ સ્વર્ગવાસી થયાં હશે!"

સુવર્ણલતા—"ત્યારે તો આપણે બન્ને સરખાં છિયે નહિ?"

સુવર્ણલતાના આવા બોલવાથી મનસુખ વધારે દિલગીર થયો અને રડી પડયો. સુવર્ણલતાએ તેને પૂછયું—"તમે શા માટે રડો છો?" એમ કહી તેણે મનસુખનો હાથ પકડયો અને કહ્યું—"ચાલો આપણે દેવીનાં દર્શન કરવા જઇયે" તેઓ ગયાં, રસ્તામાં આંસુ લોહી નાખી મનસુખે કહ્યું—"હું રડયો તે વાત તમારા મોટા બાઇને કહેતાં નહિ હો!"

સુવર્ણલતા—"ત્યારે મેં પણ માતાજી વિષે તમને કહ્યું તે કોઇને કહેતા નહિ."

મનસુખ—"હું તે કોઇને નહિ કહું."

સુવર્ણલતા—"હું પણ ત્યારે નહિ કહું."

---

## પ્રકરણ ૩૨ મું.

---

### નવા વિચારો.

આ સમયથી મનસુખ અને સુવર્ણલતા વચ્ચે છુપો સ્નેહ બંધાયો, મનસુખમાં સ્વાભાવિક શરમાવાનો ગુણ હતો તે વધ્યો હતો. હવેથી તે સ્ત્રીઓના સમાગમમાં બહુ આવતો નહોતો. તે ઘણું ખરૂં બ્હારના ઓરડામાંજ રહેતો અને પ્રસંગ જોગી વાત ચીત સ્ત્રી સાથે કરતો હતો. સ્ત્રીઓનું ટોળું એકઠું થતું ત્યારે તે પ્રસંગ શોધી બ્હાર સટકી જતો હતો. કાંચન તો મનસુખને પોતાને ઘેર મૂકીને રજા પૂરી થતાં મુંબઈ ગયો હતો. તે ફરી પાછો ઘેર આવ્યો ત્યારે મનસુખને આમ ઉદાસ જોઇને તેણે ધાર્યું કે 'તેને ઘર યાદ આવતું હશે!' આખરે કાંચને પૂછયું—"તમે ઉદાસ કેમ રહો છો?"

મનસુખ—"પિતાજી તરફના સમાચાર ઘણા દિવસથી નથી!"

કાંચન—"તેમાં શું! તે ખુશીમાંજ હોવા જોઇએ, પણ તમે તેને એકકે કાગળ લખ્યો છે?"

મનસુખ—"ના"

કાંચન—"ત્યારે તે કેમ લખે? હવે અત્યારેજ લખો."

**કાંચન** તુરત કાગળ, ખડિયો વગેરે લખવાનાં સાધનો લાવ્યો અને બોલ્યો–"હું જો પત્ર લખું તો પિતાજી ધારે કે તમે માંદા હશો, માટે તમેજ લખો." **મનસુખે** કાગળ લખ્યો ને તેનો જવાબ નીચે પ્રમાણે આવ્યો.

"હું સારીપેઠે છું. મારે માટે ફિકર કરવી નહિ. તમારી તથા **કાંચન**ભાઇની કુશળતાના સમાચાર લખ્યા કરવા."

આ જવાબથી બંને મિત્રો ખુશી થયા.

આપણે ઉપર કહ્યું તેમ **મનસુખ**ની પેઠે **સુવર્ણલતા**ના મનમાં પણ નવા વિચાર આવી ગયા હતા. શું વિચાર, તે તે પોતે પણ કહી શકતી નહિ. વારંવાર **મનસુખ**ના સમાગમમાં રહેવું તેને વધારે ગમતું હતું, પણ તે જેમ તેને શોધતી ફરતી હતી તેમ **મનસુખ** તેવો લાગ આવવા દેતો નહોતો અને તે તેને કદી મળતો નહોતો. બિચારી **સુવર્ણલતા** હવે **મનસુખ**ના સમાચાર ભાઇને પણ પૂછી શકતી નહોતી. શરમાતી હતી. કોઇ ન હોય ને તે જ્યારે એકલી પડતી ત્યારે ઉંડા નિઃશ્વાસ મૂકતી હતી. **કાંચન**ના દેખતાં તે **મનસુખ**ના સામું સંપૂર્ણ ઇચ્છા છતાં જોઇ શકતી નહિજ, કદી બંનેની નજર મળી જતી તો તુરત તેઓ તે ફેરવી નાખતાં હતાં. **સુવર્ણલતા** હવેથી **મનસુખ**ને 'ભાઇ' કહીને બોલાવતીજ નહોતી. તે પાઠ શીખતી પણ નહોતી અને ઘણું કરી બોલાવતીજ નહિ. જાણે કે તેનામાં યૌવન પ્રાપ્ત થયું હોય તેમ તે હવે થઇ હતી.

એક વાર **કાંચન** અને **મનસુખ** સાથે બેઠા હતા તેવામાં **વીરપ્રસાદ** એકાએક ત્યાં આવ્યા. તેમને જોઇને બંને બોલતા બંધ પડી ગયા. **વીરપ્રસાદે** પૂછ્યું–"મુંબઇ જવાનો દિવસ નક્કી કર્યો?"

**કાંચન**–"આપ કહેશો તે દિવસે જઇશ."

**વીરપ્રસાદ**–ઠીક છે. જોઇશું. પણ **સુવર્ણલતા**નાં લગ્ન બાબત હવે આપણે કંઇ નક્કી કરવું જોઇયે."

**કાંચન**–"પિતાજી, એમાં મારે શું કહેવાનું? આપેજ વિચારવાનું છે!"

આ સાંભળી **મનસુખ**ની તબીયત બગડી. તેથી તે ત્યાંથી ઉઠી જવા લાગ્યો તેથી **વીરપ્રસાદ** બોલ્યો–"કાં ભાઇ, તમારાથી ખાનગી નથી. બેસોને."

કાંચન–"પિતાજી, તેની તબિયત ઠીક નથી, તેને જવા દો."

મનસુખને આમ જવાની સંમતિ મિત્રે આપી તેથી તેને બહુ દુઃખ લાગ્યું અને બહાર ચાલ્યો ગયો.

વીરપ્રસાદ–"માગાં તો ઘણી જગોએથી આવે છે, પણ એકકે જગો મને મનગમતી નથી! એક માણુસ તો નથી ભણેલો કે નથી કંઇ તેનામાં ગુણ છતાં આપણા ગોર મહારાજ તેને માટે બહુ આગ્રહ કર્યા કરે છે!"

કાંચન–"જો તે અવિદ્વાન્ હોય અને ગુણી પણ ન હોય તો તો તે શું કામનો?"

વીરપ્રસાદ–"મારા મનમાં પણ તેમજ છે, અને તેથીજ મેં તેને કંઇ જવાબ આપ્યો નથીજ. મેં ચોખું કહ્યું કે કાંચનની સલાહ વગર હું કંઇ કહી શકું નહિજ."

કાંચન–"બીજાં ક્યાં ક્યાંથી માગાં આવ્યાં છે?"

વીરપ્રસાદ–"બીજાંએ છે, પણ તે તો બધાં અયોગ્યજ હોવાથી મ તે માગાં પાછાં વાળ્યાં છે."

કાંચન–"મારા મનમાં તો આ મનસુખ ઠીક છે!" વાંચનાર, આટલા સારૂજ મનસુખને જવાનું કાંચને ઇચ્છયું હતું, પણ મનસુખ તે સમજ્યો નહિ અને દુઃખ લગાડીને ગયો.

વીરપ્રસાદે જરા વિચારીને કહ્યું–"તે ઘણો કંગાળ છે, બાકી સ્વભાવ અને કેળવણીની બાબતમાં તો તે સારો છે ખરો!"

કાંચન–"તમારા વીલમાં જે નાણાં તમે બેનના નામપર કાઢયાં છે તેથી હવે તેની ફિકર કરવા જેવું તો નથી. વળી તે ચાલાક, ભણેલો છે તે કંઇ કમાય નહિ તેવો તો નથીજ!"

વીરપ્રસાદે વળી થોડો વિચાર કરીને કહ્યું–"એ તો ખરૂં છે કે મનસુખ કુલીન તો છેજ, અને તેના જેવો વર મળવો પણ અશક્યજ છે." વળી જરા વધારે વિચાર કરીને બોલ્યો–"મને એ વિચાર પસંદ છે. માત્ર તેની દ્રવ્ય સંબંધી સ્થિતિનોજ મને વિચાર હતો, પણ તેને માટે તું કહે છે તે યોગ્યજ છે. બધું ભેળુ તો ક્યાંથીજ હોય? ઠીક છે. મારો વિચાર પણ એમજ છે."

આમ કહી તે ગયો અને કાંચન મનસુખને ખોળવા ગયો.

# પ્રકરણ ૩૩ મું.

## પ્રણયબીજ.

મનસુખને અને કાંચનને ઓરડામાં બેઠેલા જોઇ સુવર્ણલતા તેની આગલી ચાલમાં ફર્યા કરતી હતી, એટલામાં તો વીરપ્રસાદને પણ તે ઓરડામાં જતો જોઇ તેને વ્હેમ પડયો કે-'આમ કેમ બધા એકઠા થાય છે?' તે જિજ્ઞાસાથી ઓરડામાં હેરવા પ્રયત્ન કરતી હતી. ધીમે ધીમે ચાલતાં રસ્તામાં ટેબલ આડી આવી તેને ઠોકર લાગતાં ટેબલપરની ચોપડી નીચે પડી ગઇ તે ઉચકી જુવે છે તો માથે મનસુખનું નામ હતું. તે તેણે વાંચીને પાછી ટેબલપર મૂકી. પછી ખીલીએ મનસુખનાં કપડાં દીઠાં તેથી તે તેનાં કપડાંને હૈયામાં ઘાલવા લાગી અને લેઇ પોતે પહેરીને પાછી ઉતારવા જાય છે એટલામાં મનસુખ ઓરડામાંથી બ્હાર આવ્યો, તેથી સુવર્ણલતા તો શરમાઇ ગઇ ને ઉતાવળાથી કપડાં ફેંકીને દોડી ગઇ.

મનસુખ વિચાર કરતો બેઠો-"હે મન! ઠીંગણો માણસ જેમ ચંદ્રને પકડવા યત્ન કરે તેમ તું કરે છે! નિરર્થક નાઉમેદીનું દુઃખ ભોગવે છે? મારે માટે મારે આનાં માગાં કરવાં તેમાં તો કેવળ ગાંડામાં ખપવા બરાબર છે. મને તો કોઇ રીતે તેઓ પસંદ કરેજ નહિ! પૈસા વગર જીવવું તે વ્યર્થ છે! જો આજે હું પૈસાદાર હોત તો મને નિરાશ થવાનું કંઇજ કારણ નહોતું! પણ અરે! જેવું મારૂં મન તેના તરફ દોડે છે તેમ તેનું હશે? એમ જણાય છે તો ખરૂં! પણ અરે સુવર્ણ, મારામાં તું શું જોઇ મોહ પામે છે? પણ મોહ પામતી હશે એમ પણ મારાથી કેમ કહેવાય! ખરેખર હું ગાંડોજ બન્યો છું! તેણે મને હેત બતાવ્યું હતું ખરૂં, પણ મેં મારી સ્થિતિ કહી ત્યારથી તે મારી સાથે બોલતીજ નથી! તેના મનમાં મારે માટે હલકા વિચાર આવ્યાથી હેત કરવાનો વિચાર માંડી વાળ્યો હશે! જો આમ હોય તો પછી મારે પણ તેને માટે વિચાર કરી શા માટે દુઃખ પામવું જોઇએ, મારે હવે અહીંથી જવું જોઇએ, કે તેને જોઇજ ન શકું!" આમ વિચારી પોતાના મનમાંથી એ વિચાર કાઢી નાખવા સારૂ ચોપડી લેવા જવા

લાગ્યો, પણ તેમાં તેનું ધ્યાન ખેંચાયું જ નહિ. તેણે શું વાંચ્યું તે કંઇ તે સમજ્યોજ નહિ. તેણે એક ચોપડી મૂકી બીજી લીધી, પણ તેમાંએ એમ જ થયું તેથી ચીડવઇને તેણે તે પણ મૂકી દીધી અને કાગળ લખવા બેઠો. કાગળપર તારીખ નાખીને કોને લખવો? તે વિચારવા બેઠો. પિતા ઉપર પત્ર લખ્યો. લખી રહીને વાંચ્યો તો ઘણી ભૂલો તેમાં જણાઇ તેથી તે ફાડી નાખ્યો. બીજો લખ્યો ને તે પણ ફાડયો. પછી તે કામ બંધ રાખી જરા સૂઇ ગયો.

કાંચન તેને શોધવા નીકળેલો તે અહીં આવીને બોલ્યો–"મેં આટલી બધી બૂમો પાડી ને તમે તો અહીંજ છો છતાં જવાબ કેમ દેતા નથી?"

મનસુખ–"શું તમે મને બૂમો પાડી?"

કાંચન–"મારો ઘાંટો બેસી ગયો ને! હવે ચાલો આપણે નાહી લઇએ."

મનસુખ–"મુંબઈ જવાનો દિવસ નક્કી કર્યો?"

કાંચન–"હજી નથી કર્યો. પિતાજી નક્કી કરશે." પછી નાહી ધોઈ જમીને સૂઇ ગયા.

## પ્રકરણ ૩૪ મું.

### કમળાશંકર અને અજીતસિંહ.

મનસુખને મુંબઇમાં ભણવા મૂકીને કમળાશંકર નોકરી માટે કલ્યાણી ગયાનું આપણે ઉપર કહી ગયા છે. તેના ઉપરીને સંગીતનો સારો શોખ હતો. તેથી દિવસે કારકુનનું કામ કરી રાત્રે પોતાના ઉપરીને સંગીત શીખવતો હતો. પગારમાંથી પોતાનો ખર્ચ જતાં જે બચતું તે, તે, મનસુખને મોકલી દેતો હતો.

એક દિવસે કમળાશંકર બજારમાંથી કંઈ કપડું ખરીદ કરતો હતો તેવામાં પાસેની શેરીમાંથી ધુડ ઉડવાની સાથે હોકારો સંભળાયો. કમળાશંકર જુવે છે તો એક ગાંડો માણસ દોડતો આવે છે ને પાછળ છોકરાઓનું ટોળું ધુડ ઉરાડતું તથા હનુમાન, હનુમાન, પોકારતું આવતું હતું. કમળાશંકરને જોતાં જ તે ગાંડો તેના તરફ વળ્યો અને પોકાર્યો ભાઇ, મને બચાવ. હું મરી ગયો."

આ ગાંડો તે આપણો અજીતસિંહ જ હતો. કમળાશંકરે છોકરાઓને વિખેરવા યત્ન કર્યો પણ વ્યર્થ ગયો તેથી અજીતસિંહને દુકાનમાં ધસડી ગયો. દુકાનની અંદરના ઓરડામાં જઈ તેઓ વાતે બેઠા.

અજીતસિંહ—"ભાઇ તમે કયાંથી?"

કમળાશંકર—"હું પૂછું છું કે તમે કયાંથી? તમે તો લાભકારક ધંધામાં પડયા હતા તે તમે શા માટે છોડી દીધો?"

અજીતસિંહ—"નશિબમાં ન હોય તો સુખ કયાંથી મળે! તમારે ઘેરથી હું મારે ઘેર ગયો ત્યારથી આ દુઃખમાંજ પડેલો છું. આ લોકો મને કયાંઈ જવા દેતા નથી. હવે તો હું મરી જઇશ!" તે પાછો પોતાને એક નામે બોલાવતો હતો.

કમળાશંકર—"ભલા પણ તમે 'હનુમાન' શબ્દથી ગુસ્સે શા માટે થાઓ છો? તમે ચીહડાઓ છો માટે જ તેઓ તમને ખીજવે છે?"

અજીતસિંહ—"હું ઘણો મનને મારૂં છું પણ મારાથી રહેવાતું નથી!" ઘણીવાર ત્યાં રોકાઇને પછી કમળાશંકરે કહ્યું—"ઠીક છે. ઠીક છે હવે મારે ઘેર ચાલો, આપણે જઇયે."

અજીતસિંહ—"ભાઇ, આજે મને ત્રીજી લાંઘણ છે! કંઈ ખાવાનુ મારી પાસે છેજ નહિ! હવે ટાંગા ચાલતા નથી!"

કમળાશંકર તો તેને સમજાવી પોતાને ઘેર તેડી ગયો. ત્યાં તેને બેસાડી પોતે તેને માટે ખાવાનું લેવા ગયો અને લેઇને પાછો આવે છે તો અજીતસિંહ માલમ પડયો નહિ, તેને ઘણો શોધ્યો પણ તે જડયો જ નહિ. તે તો ગોબારાં ગણી ગયો હતો.

હાલની નોકરીમાં કમળાશંકર વધારે સુખી થયો હતો.

હવે આપણે રામશંકરની સ્થિતિ તપાસિયે.

પ્રથમ કારકુનોએ કરી રાખેલી તજવીજ પ્રમાણે સરકારમાં અરજીઓ પડવા લાગી. ઘણી અરજી થઇ તેથી છેવટે એક સરકારી અમલદારને તપાસ કરવા માટે નીમ્યો. તે તપાસ કરવા આવ્યો. જમીનદારને જે જે તે પૂછતો તેને માટે તે જવાબ દેઈ શકતો નહિ પણ વારંવાર તે રામશંકરના સામું જોતો હતો ને તેના બધા જવાબો તેજ દેતો હતો. તેથી સરકારી અમલદારની ખાત્રી થઇ કે બધું કરતા કારવતા

રામશંકરજ જણાય છે! તેથી તીજોરીને સીલ કરી, રામશંકર પાસે હિસાબ માગ્યો.

હિસાબ પેહેલેથી માગવામાં આવ્યો તેથી રામશંકરના તો પગજ ગળી ગયા. તે ઘેરે ઉદાસ ચેહેરે આવીને તકિયાપર પડયો. હિસાબ નહિ માગ્યો હોત અને તેને બરતરફ કર્યો હોત તો તે વધારે ઠીક માનતો હતો. આ તો વધારે દુ:ખમાં આવી પડયો. મંગલાએ પાસે આવીને પૂછ્યું-"કેમ સાહેબે શું કર્યું?"

રામશંકર-"અરે, સાહેબે તો મારૂં સત્યાનાશ વાળ્યું છે!"

મંગળા-"શું કર્યું?"

રામશંકર-"તેણે પહેલેથી આજ સુધીનો હિસાબ માગ્યો છે, ને તીજોરીને સીલ મારી છે!"

પોતાના બધા કારકુનો પાસે તે પોતાના ઘરનું કામ કરાવતો હતો ને તેથી બધા તેને ઘેર આવતા હતા. આજે સાંજ સુધી કોઇ કારકુન તેને ઘેર આવ્યો નહિ. તેણે માણસ મોકલી કારકુનોને તેડાવ્યા પણ કોઈ આવ્યા નહિ. આખરે સાંજરે તે પોતે બ્હાર નીકળ્યો. ને નવલરામને ઘેર ગયો ત્યાં બધા કારકુનો એકઠા થયા હતા. તેમણે રામશંકરને પુરો આવકાર પણ દીધો નહિ. છેલ્લે બધા ઘેર જવા ઉઠયા ત્યારે રામશંકરે કહ્યું-"જરા બેસો હું તમને બધાને મળવાને આવ્યો છું!" બધા બેઠા એટલે તે બોલ્યો, "આ કામમાં તમે બધા મને મદદ નહિ કરશો તો હું માર્યો જઇશ.

નવલરામ-"સાહેબ, જાણે હું તો એમાં શી મદદ કરી શકું! હું તો એક કારકુન છું, મારા હાથમાં શી સત્તા છે?"

રામશંકર-"એ વાત ખરી, પણ તમે બધા સહાય નહિ કરો તો હું આફતમાં આવી પડીશ!"

એકલા નવલરામ સાથે રામશંકરને વાત કરતો જોઇ બીજા બધા બોલ્યા-"અમારી કંઇ જરૂર નથી જણાતી તો અમે જઇએ છિએ!"

રામશંકર-"હું તો તમને બધાને કહું છું." છેવટે રામશંકરે સહુને હાથ જોડીને અરજ કરી, અને તેની આંખમાં પાણી આવ્યાં. આથી કેટલાકને દયા આવી. ઘણીવાર ઝગડો ચાલ્યા

પછી ઠર્યું કે રામશંકર તે દરેકને હજાર હજાર રૂપિયા આપે તો આ કામ માંડી વળાવવું; પરંતુ કામ માંડી વળાય ને રામશંકર નિર્દોષ ઠરે તો તેણે રાજીનામું આપી નીકળી જવું. આમ ઠર્યું, અને રામશંકરે તે કબુલ કર્યું.

અનીતિથી ચાલનારને આમ તાબાના માણસોને પણ તાબે થવું પડે છે! પછી સહુ પોત પોતાને ઘેર ગયા.

---

## પ્રકરણ ૩૫ મું

### મનસુખ ક્યાં છે?

દુઃખ આવે છે તે એકલું નથી આવતું. એક દુઃખ આવે તેની પાછળ બીજાં દુઃખોની હારની હાર આવી પડે છે! વીરપ્રસાદ સ્વર્ગવાસી થયા. કુટુંબમાંથી તેની વાત વીસારે પડી નહોતી તેટલામાં તો મુંબઇમાં કાંચનને શીતળા નીકળ્યાં. તે બહુ આકરાં નીકળ્યાં. કાંચને મનસુખને પૂછ્યું—"તમને માતા નીકળેલાં છે? કે કઢાવેલાં છે? મનસુખે જવાબ દીધો—"એમાનું કંઈ નથી થયું."

કાંચન—"ત્યારે તો તમારે મારાથી છેટા રહેવું જોઇયે!"

મનસુખ તો ડાકટરને બોલાવી લાવ્યો. ડાકટરે શરીર તપાસીને દવા આપી. ત્રણ દિવસમાં તો આખું શરીર સૂજી ગયું. ગળું પણ સૂજી ગયું, ને તેનાથી તેને લીધે બોલાતુંએ નહોતું. પાણી પીવાને મોઢું પણ ઉઘડતું નહોતું. મનસુખ તો ખાતો પણ નહિ અને ઉંઘતો પણ નહિ, પરંતુ રાત ને દિવસ કાંચનને ખાટલેજ બેસી રહેતો હતો. એક દિવસે કાંચને કહ્યું—"તમે રાત દિવસ ખાટલે બેસી રહો છો તે તમને ચેપ લાગી જશે!" આ સાંભળીને મનસુખ તો મૂંગો બેસી રહ્યો પણ કંઇ બોલ્યો નહિ.

કાંચન—"મારી માંદગી વિષે ઘેર કોઇને ખબર તો આપ્યા નથી કે?"

મનસુખ—"ના ના"

કાંચન—"ઠીક કર્યું, બાઇ, તેમ કરવુંજ નહિ હો! નાહક સહુના

જીવ ઉદ્વેગ પામે. તેમના પત્રો આવે તે વાંચીને તમેજ ઉત્તર લખજો. તેમાં માંદગીની વાત જણાવશોજ નહિ!"

**મનસુખ** પણ કાગળમાં સુખાકારીનાજ ખબર લખતો હતો; પણ થોડા દિવસમાં તો **કાંચન** બેભાન થવા લાગ્યો. **મનસુખ** તેની પાસે રડતો બેઠો. **જમના**ને તેણે પૂછ્યું–"આવી સ્થિતિમાંથી માતાવાળો સાજો થાય ખરો."

**જમના**–"હા! આથીએ આકરાં માતા જોયાં છે!"

**મનસુખ**–"ત્યારે આ જીવશે એમ તમને લાગે છે?"

**જમના**–"હાજ તો! આમાં કંઈ ભય નથીજ!"

એટલામાં ડાકટરે આવી 'કયારથી બેભાન છે' એમ પુછ્યું. **મનસુખે** કહ્યું–"આજ સહવારથીજ" આ સાંભળી ડાકટર ગંભીર થયો.

**મનસુખ**–"સાહેબ, શું ભયંકર છે?"

**ડાકટર**–"ભયંકરજ નહિ, પણ વધારે છે?"

આથી તો **મનસુખ** રડવા લાગ્યો, તેને ધીરજ આપીને ડાકટર બોલ્યો "એમ છેક નિરાશા તો નથીજ! માવજતથી જીવવા સંભવ છેજ!" પછી ડાકટરે જે જે સૂચના આપી તે બધી **મનસુખે** લખી લીધી. ડાકટર ગયા પછી **મનસુખે જમના**ને કહ્યું–"હજી સુધી આને ઘેર, કોઇને પણ આની માંદગીના ખબર આપેલા નથી, તે આપવા કે કેમ?"

**જમના**–"હાજ તો! આપવાજ જોઇયે! ન કરે ઇશ્વર ને કંઈ ખોટું થાય તો તેઓ કહે કે 'પારકાંના હાથમાં પ્રાણ ગયા.' 'પારકાંને શી ફીકર હોય?' એમ બોલે માટે ખબર તો તુરત આપવાજ જોઇયે!"

તુરત **મનસુખે** નીચે પ્રમાણે લખ્યું.

"સુવર્ણલતા,"

"મોટા ભાઇને શીતળા નીકળ્યાં છે તેથી ભયંકર રીતે માંદા છે. હમણાં સુધી તો તેમણે તમને ખબર લખવાની ના પાડી હતી. પણ હાલ તે બેભાન છે. તેને સારાં થવાની આશા ડાકટર આપે છે. તમારે જલદી આવવું હોય તો આવજો. હું અને **જમના** બનતી ચાકરી કરિયે છિયે."

"લા૦ **મનસુખલાલ** કમળાશંકર."

આ પત્ર બીડયા પછી કાંચનને જરા ઠીક થયું તોપણ મોડા ખબર અપાય તે પણ ઠીક ન હોતું. કારણ કે તે અત્યંત ચાકરી કરતો હતો.

**મનસુખનો** પત્ર વાંચીને **સુવર્ણલતા** બહુ ગભરાઇ ગઇ. તેની દાદી હજી જીવતી હતી. તે તથા પોતે બંને **મુંબઇ** જવા તઇયાર થઇ ગયાં. તેઓ સ્ટેશને ગાડી કરી ગયાં, પણ **મુંબઇમાં** **કાંચન** કયાં રહેતો હતો ? તેની તેને ખબર નહોતી. તેથી પોતાના ગામથી પાસેના એક ગામમાં તેમનો ગોર રહેતો હતો તેને ત્યાં ગયાં ને ગોરને બધી વાત કહી.

**ગોરે** કહ્યું–"હું પોતેજ તમારી સાથે આવીશ, પણ શાંતિ અર્થે જપ પાઠ કરાવવા હોય તો કરાવીશે." **ડોસીએ ગોરને** એ માટે પચાસ રૂપિયા આપ્યા. પછી બીજે દિવસે સહવારે રેલ ગાડીમાં બેસી **મુંબાઈ** જવું કર્યું. **ગોરે** કહ્યું–"આ બેનને શીતળા કઢાવેલ છે કે ?"

**ડોસી**–"ના બાઇ!"

**ગોર**–"ત્યારે તો તેને ચેપ લાગી જશે માટે તેને અહીં મારે ઘેર મૂકીને આપણે બેજ જઇશું."

**સુવર્ણલતા**–"મને ભલે રોગ લાગુ થાય. હું તો ત્યાં આવીશ."

પણ **ગોર** અને દાદી બંનેએ તેને પરાણે ત્યાંજ રોકી અને બે જણાં **મુંબઇ** ગયાં. **કાંચન** ત્રણ દિવસ સુધી બેભાન રહ્યો, પણ પછી ઠીક થવા લાગ્યો. ડાકટરે પણ આશા આપી ને તેથી **મનસુખ** પણ ખુશી થયો હતો.

એટલામાં **ગોર** તથા **કાંચનની** દાદી ત્યાં આવી પહોચ્યાં. તે વખતે ત્યાં **મનસુખ** નહોતો. **કાંચને** આંખ ઉઘાડી, 'બાઇ, બાઇ,' કરવા માડયું, પણ **મનસુખ** તો ત્યાં નહોતો. તેની દાદી બોલી–"હું તારી પાસે છું. તારે શું જોઇયે છીએ?" પણ **કાંચનને** હજી ભાન નહોતું. તે તો એમ જ બોલ્યો કે–"બાઇ કયાં છે?"

---

# પ્રકરણ ૩૬ મું.

---

## લુચ્ચાને લુચ્ચા મળે!

પેલો ગોર તો કાંચનની પાસે તેની દાદીને મૂકીને વળતી ગાડીમાં પાછો પોતાને ઘેર આવ્યો. તેને સુવર્ણલતાએ પૂછ્યું-"મારા ભાઇને કેમ છે?"

ગોર-"ચિંતા રાખવા જેવું કશું નથી. તે તો સારી પેઠે છે."

સુવર્ણલતા-"મારાથી હવે ત્યાં જવાશે?"

ગોર-"હજી તેને છેક સારૂં થઇ ન જાય ત્યાં સુધી નહિ જવાય! પણ તમને અહીં નથી ગમતું?"

સુવર્ણલતા-"મને અહીં નથી ગમતું એમ નથી, પણ મારા ભાઇમાં મારો જીવ ભરાઇ રહ્યો છે!"

ગોર-"પેલો મનસુખ ત્યાં તેની એવી ચાકરી કરે છે કે તમારે તમારા ભાઇની જરા પણ ફિકર કરવા જેવું નથી! મનસુખના જેવી ચાકરી કોઇથી થઇ શકે તેમ નથી જ!"

આ સાંભળી સુવર્ણલતાને જરા આનંદ થયો. તેણે કંઇ જવાબ આપ્યો નહીં. ગોરે પોતાનો પાડોસી કે જે કૃષ્ણલાલ હતો, તેને તેડાવ્યો, તેથી તે આવ્યો અને પૂછ્યું-"કેમ શું કામ છે?"

પેલો ગોર કે જેનું નામ ધનશંકર હતું તે બોલ્યો-"આવો કૃષ્ણલાલ, તમારૂં મારે અત્યંત ખાનગી કામ છે."

કૃષ્ણલાલ-"અહીં જ કહેશો કે બીજે જઇશું!"

ધનશંકર-"ના, ચાલો બીજે જઇશું!"

તેઓ ફરતા ફરતા નદી કિનારે ગયા. સૂર્યાસ્તનો સમય હતો. ચંદ્રકિરણ પ્રકાશ પ્રસારવા લાગ્યાં હતાં, અને વાયુની મંદ લેહેકી આવતી હતી. નદી, નજીકના જે સમુદ્રમાં મળતી હતી ત્યાં તે મંદ મંદ ખળખળાટનો અવાજ કરતી હતી. પાસેના બગીચાઓમાંથી પુષ્પોની સુગંધ પસરી રહી હતી. આવે સ્થળે આ બે જણા મસલત કરવા લાગ્યા.

કૃષ્ણલાલ-"બોલો. મારે હજુ સંધ્યા કરવાની છે, માટે શું કહો છો?"

ધનશંકર–"તે ભલે, પણ મારી વાત જરા લાંબી છે."

કૃષ્ણલાલ–"ઠીક છે કહો."

ધનશંકર–"આપણે જે વાત કરવી છે તેને માટે આજે દેવતાઓ પ્રસન્ન જણાય છે! તમારા પુત્રને જે છોકરી સાથે પરણાવવા આપણે ધાર્યું હતું તે છોકરી હાલ મારા કબજામાં છે!"

કૃષ્ણલાલ–"હેં! એ શી રીતે?"

ધનશંકર–"તમને યાદ છે કે વીરપ્રસાદ જીવતા હતા ત્યારે તેણે ના કહી હતી ને તેમાં તેની પોતાની તો મરજી હતી પણ તેનો દીકરો ના કહે છે એમ તેણે મને કહ્યું હતું."

કૃષ્ણલાલ–"હા, પણ હવે નવી વાત શી છે?"

ધનશંકર–એમ ઉતાવળે કામ ન લાગે, આ વાત ઉતાવળની નથી! હું જે કહું તે ધ્યાન દેઈને જરા સાંભળો, વીરપ્રસાદે ઘણાં માગાં પાછાં વાળ્યાં હતાં અને તેનો વિચાર એક જ હતો કે માત્ર સારો ધનવાન્ વર શોધવો, તથા તેને કંઈક અંગ્રેજી આવડતું હોય તો સારૂં."

કૃષ્ણલાલ–"મારા છોકરાંને અંગ્રેજીએ આવડે છે!"

ધનશંકર–"ખરી વાત છે. અને વીરપ્રસાદની તો મરજી હતી જ, પણ તેના છોકરાની જ મરજી નહોતી, કાંચન જરા ડાહ્યો છે તે કહે કે 'પૈસાદાર વરનું કંઈ કામ નહિ, કેમકે વારસામાં છોકરીને પુષ્કળ મળવાનું છે; માટે સારી રીતે ભણેલો વર શોધવો.'

કૃષ્ણલાલ–"ત્યારે મારો પુત્ર તો બી. એ. છે."

ધનશંકર–"એ બધું ખરૂં, આપણો છોકરો આપણને તો સારો જ લાગે!"

કૃષ્ણલાલ–"એમ કેમ?"

ધનશંકર–"ધીરજ રાખો. આપણે જે કામ કરવાનું છે તે ધીરજથી પાર પડે તેવું છે; ઉતાવળનું નથી. હું એમ કહેતો નથી કે 'તમારો દીકરો કદરૂપો છે કે પૈસાદાર નથી કે અભણ છે.' તે તો બધી વાતે ઠીક જ છે; પરંતુ કાંચન બીજા ગૃહસ્થની સાથે પોતાની બેનને પરણાવવા માગે છે તેથી તે તારા છોકરાને કદરૂપો ગણે છે અને વાંદરા જેવો કહે છે."

કૃષ્ણલાલ–"પણ તમે એમ કેમ બોલો છો?"

ધનશંકર–"જો ભાઇ, એ વાત ખરી છે! એ ગૃહસ્થ માત્ર ગરીબ છે, નહિતર તો તેનાં લગ્ન કયારનાં થઇ ગયાં પણ હોત! હાલ કાંચનને માતા નીકળ્યાં છે એટલે અટકયું છે, પણ એ ગૃહસ્થ પૈસાદાર તો થવાનો નથીજ!

કૃષ્ણલાલ–"એમ ભવિષ્ય કેમ કહેવાય?"

ધનશંકર–કાંચન બહુ બીમાર છે. તે નહિ બચે તો તેની દાદી-એ લગ્ન નહિ કરશે! કેમ કે તે પૈસાની લોભી છે, તેથી તે મારી જ સલાહ લેશે. કાંચન જો મરી જાય તો આપણે કામ પાર પાડી શકીએ તેમ છે!"

કૃષ્ણલાલ–"એ તો ઇશ્વરાધીન છે!"

વાંચનાર, માણસ સ્વાર્થમાં કેવાં આંધળા બને છે! આ ગોર કેવો દુષ્ટ છે! તે પોતાના યજમાનનું મૃત્યુ ઇચ્છે છે! વળી તે બોલ્યો, "જો તે મરે તો તો બધી પીડા પતી જાય. પણ જો તેમ ન થાય તો પછી એક બીજો ઉપાય છે!"

કૃષ્ણલાલ–"શું છે? કંઇ ખર્ચ થાય તેમ હોય તો તેની તમારે ફિકર કરવી નહી."

ધનશંકર–કાંચન ભયંકર બિમારીમાં પડયો છે. તે થોડા દિવસમાં પતી જાય તેવું લાગે છે. જો એમ થાય તો તો કંઇ નહિ; પણ નહિતર તો આપણે તેનાં ગુપ્ત લગ્ન કરી નાખવાં જોઇયે!"

કૃષ્ણલાલ–"એ કેમ બને? થોડા દિવસપર મેં એક છોકરીને એમ પરણાવી હતી. એક મારા ભાગદારની છોકરી પાંચજ વર્ષની હતી, તે તેના બાપ પાસે સૂતી હતી. તે સમયે બારણાં સહેલથી ભાંગીને ઉઘાડી નાખ્યાં અને ચાર પાંચ માણસે બાપને પકડી રાખ્યો, અને છોકરીનાં લગ્ન કરી નાખ્યાં. પણ આમાં એમ બને નહિ. છોકરી આપણા સપાટામાં આવે કેમ?"

ધનશંકર–"એ તો હું મારે માથે લઉં છું. પૈસા ખરચિયે તો વાઘેણનું દૂધ પણ મળી શકે! પૈસા તમારા ને અક્કલ–યુક્તિ–મારી!"

કૃષ્ણલાલ–"એ તો ઠીકજ છે! પણ તમે તે છોકરીને લાવશો કેમ, તે તમો કહો. પૈસાનું તો થઇ રહેશે!"

ધનશંકર—"ગમે તેમ! પૈસાનું શું છે!" વળી તે બોલ્યો, "તે છોકરીને નજરે જુઓ ત્યારે પૈસા આપજો."

કૃષ્ણલાલ—"ઠીક છે! તમે જેટલા કહેશો તેટલા પૈસા આપીશ. જાઓ છોકરી ક્યાં છે? લાવો."

ધનશંકર—"કંઇ ભાવ ઠરાવવો નથી. તમારે દેવું હોય તે દેજો. હું તો મારે તમને મદદ કરીશ."

ધનશંકરને કૃષ્ણલાલ સારી રીતે ઓળખતો હતો. તે તેનાથી છેતરાય તેવો નહોતો. તેથી તે ધારતો હતો કે ધનશંકર કંઇ થોડે ઘણે સમજવાનો નથી. આથી તે નક્કી કરવા લાગ્યો. તે બોલ્યો, "મારૂં કામ છેક પાર ઉતરી ગયા પછી હું તમને એક હજાર રૂપિયા આપીશ!"

ધનશંકર—"કેમ ભાઇ, સ્વપ્નું આવે છે કે કેમ?

કૃષ્ણલાલ—"કેમ?"

ધનશંકર—"વીલ પ્રમાણે તે છોકરીને શું મળવાનું છે તેની તમને ખબર છે કે?"

કૃષ્ણલાલ—"એ નાણાં મારે શાં કામનાં? તે કંઈ મને મળવાનું છે? અને હું કંઈ એ પૈસા મળવા સારૂ આ લગ્ન કરવા ધારૂં છું એમ પણ નથીજ?"

ધનશંકર—"હું તે ક્યાં કહું છું!"

કૃષ્ણલાલ—"તેમાં લડવા જેવું કંઈ નથી. હું તો અમથો હસું છું! હું હવે કહું છું કે છેવટ ૫૦૦૦ રૂપિયા આપીશ."

ધનશંકર—"હજી પણ મશ્કરી કરો છો! ખરેખરૂં કહી દો ને!"

કૃષ્ણલાલ—"હવે મશ્કરી નથી! હું ધારૂં છું કે વીલમાં પંદર હજારથી વધારે તો નહિજ હોય! અને વળી કાંચન પણ માથાનો ફરેલ છે તે ફરિયાદી કર્યા વગર રહે નહિ. ત્યારે તેમાં કેટલો બધો ખર્ચ થવાનો? શિવાય વિવાહાદિનો ખર્ચ પણ ખરોજ! માટે હવે હું ખોટું નથી બોલતો!"

ધનશંકર—"તમને દિવાની દાવામાં સપડાવાનો ખર્ચ થશે તેમ મારે ફોજદારીમાં સપડાવું પડશે તથા હમેશનો યજમાન ખોવો પડશે તેનું શું? તેનો ખર્ચ ને નુકશાન કેમ નહિ ગણાય? કાંચન તો

અંગ્રેજના જેવો છે. તે કંઈ ગોર બોર ગણે તેવો નથી. આ તો જો મને સારી પેઠે મળે તો વળી એ બધાં દુઃખો પણ સહન કરૂં! મારે અરધોઅરધ ભાગ જોઇશે!"

કૃષ્ણલાલ–"એ તો અશક્ય છે!"

ધનશંકર–"ત્યારે થયું. ચાલો જઇયે!"

કૃષ્ણલાલ–"હું એ બાબતપર વિચાર કરીને કાલે નક્કી જવાબ દેઇશ પણ છોકરીને કેમ મેળવશો તે તો કહો!"

ધનશંકર–"તે તો મારા ઘરમાંજ છે!"

કૃષ્ણલાલ–"મને બતાવશો?"

ધનશંકર–"હા."

આ પ્રમાણે વાતચિત પછી બંને જણાએ સંધ્યાદિ કર્મ કર્યું. કારીગર હંમેશાં પોતાના ધંધા વિષે ચતુર હોય છે! દુધવાળો પોતે દુધ પીતો નથી, મીઠાઇવાળો પોતે મીઠાઈ ખાતો નથી, વૈદ પોતે દવા ખાતો નથી, તેમ કર્મકાંડનો બોધ કરનાર ધનશંકર બ્રાહ્મણ હતો, પરંતુ તેને કર્મકાંડ ઉપર શ્રદ્ધા ન હતી. જે કંઈ ભણ્યો હતો તે ધંધાર્થે ભણ્યો હતો, તે કર્મકાંડનો એક વ્યાપારી હતો. તેણે પણ બે ચાર મંત્ર આડા અવળા ભણી કર્મ જલદી કરી નાખ્યું અને પછી બોલ્યો–"કૃષ્ણુલાલ, હવે જલદી ચાલો."

પરંતુ કૃષ્ણલાલ તો ગૃહસ્થ હતો તેથી તેણે તો બરોબર કર્મ કર્યું, અને પછી ધનશંકરને ઘેર આવી સુવર્ણલતાને નજરે જોઇને કૃષ્ણલાલ પોતાને ઘેર ગયો.

---

## પ્રકરણ ૩૭ મું.

---

### જાળ.

કાંચન હવે સારો થવા લાગ્યો હતો. દરરોજ તેને ફેર પડતો ગયો, પણ હજી તે ખાટલામાંથી ઉઠી શકતો નહોતો. મનસુખ તો પ્રથમની પેઠે હમણાં પણ તેના ખાટલાપરથી ખસતોજ ન હોતો. રાત ને દિવસ તે ત્યાંજ બેસી રહેતો હતો. બીજું કોઈ કાંચનની

ગમે તેટલી સારવાર કરતું હતું તો પણ તે તેને ઠીક પડતું ન હોતું પણ મનસુખ વિના તેને ચાલતુંજ નહિ. મનસુખજ તેને ખવરાતો સુવાડતો, અને બીજું પણ કરતો હતો. ધનશંકર ગોર દરરોજ ગાડીમાં બેસી કાંચનને જોવા આવતો અને પાછો જતો હતો, તેથી કાંચનની દાદી ગોરનો બહુજ ઉપકાર માનતી હતી; પરંતુ ગોર મહારાજ શા કારણથી આવતા હતા તેની તેને બિલકુલ ખબર ન હોતી. સુવર્ણલતા પણ ગોરનો આભાર માનતી હતી. તે જોતી કે 'આ ગોર ગાડીનો ખર્ચ કરી દરરોજ જાતે ભાઇની ખબર લેવા જાય છે!' મુંબઇથી રોજ પાછો આવતો તે સમયે ખબર લેવાને રોજ બારણામાં રાહ જોતી ઉભી રહેતી હતી.

એક દિવસે તેણે ગોરને કહ્યું "ગોર મહારાજ! તમારા ઉપકારનો બદલો મારાથી કોઇ રીતે વાળી શકાય તેમ નથી! કારણ કે તમે રોજ મારા ભાઇની ખબર લેઈ આવો છો."

આ બાપડીને આ ગોરની લુચ્ચાઇની બીલકુલ ખબરજ ન હતી!

એક દિવસે ગોર પાછો કૃષ્ણલાલને ઘેર આવ્યો. કૃષ્ણલાલ વાંચતો હતો તેને જોઇ તે બોલ્યો—"કેમ વાંચવામાં રોકાયા છો કે?"

કૃષ્ણલાલ—"ના ના, આવો આવો."

ધનશંકર—"હવે મોડું બહુ થાય છે. આ અઠવાડિયામાં તો કામ થઇ જવુંજ જોઇએ."

કૃષ્ણલાલ—"હું કંઇ ઢીલ કરતો નથી; પરંતુ તમારી ભારી માંગણીની તો મારાથી હા કહી શકાય તેમ નથી!"

ધનશંકરે જોયું કે હવે બહુ ખેંચવામાં બધું જશે તેથી જે મળ્યું તે ઠીક એમ ધારીને બોલ્યો—"ત્યારે તમારી છેવટ શી મરજી છે?"

કૃષ્ણલાલ "છેવટ છ હજાર રૂપિયા આપીશ."

ધનશંકર—"ઠીક. ત્યારે છોકરાને પીઠી ચોળો. પરમ દહાડે લગ્ન નક્કી કરી નાખીશું!"

વાઘરીની જાળમાં જેમ પક્ષી બેધડક રહે છે તેમ સુવર્ણલતા ગોરને ઘેર રહી હતી, અને કાંચનને હવે સારી પેઠે આરામ થઇ ગયો હતો. સુવર્ણલતા રોજ ગોરની પુત્રી સાથે આનંદ કરતી હતી પણ પોતે જાળમાં સપડાઇ છે એમ તેને સ્વપ્ને પણ ખબર નહોતી.

એક દિવસે ગોર નદી કિનારે સાંજરે ગયો હતો તે રાતે મોડો ઘેર આવ્યો, તે દિવસે ગોરનો નાનો દીકરો સુવર્ણલતાના સુવાડ્યા વિના સુતો નહીં તેથી સુવર્ણલતા તેને સુવાડતી હતી અને તેના ઘોડીયા પાસે પડી પડી તેને હીંચકાવતી હતી. તેવામાં તેને ત્યાં જ ઉંઘ આવી ગઈ.

રાત્રે ગોરે ઘેર આવીને પોતાની સ્ત્રીને પૂછ્યું—"આ ઘોડીયા પાસે કોણ સૂતું છે?"

ગોરાણી—"એ તો સુવર્ણલતા છે!"

ગોર—"તે સૂઈ ગઈ છે કે જાગે છે?"

આ બોલવું સાંભળી સુવર્ણલતા જાગી ગઈ હતી, પણ તે જાણીને ઉંઘી ગયાની પેઠે પડી રહી હતી, કેમ કે ગોર આમ કેમ પૂછે છે તે જાણવાની તેને ઇચ્છા થઇ હતી.

ગોરાણીએ તપાસ કરીને કહ્યું—"તે તો ઉંઘી ગઇ છે!"

ગોર—"લ્યારે જો આ કુંચી છે. એક બહારના બારણાંની છે અને બીજી અંદરના બારણાની છે. બંને બારણે તાળાં દીધાં છે. તું જોજે કે કોઇ ઘરમાંથી બહાર જઇ શકે નહિ!"

ગોરાણીએ સભય પૂછ્યું—"એમ કેમ? બહાર કેમ ન જવું?"

ગોર—"તેનું તારે શું કામ છે?"

ગોરાણીને સમજ ન પડી તેથી તે તો જાણવાને આતુર બની ગઇ અને તેથી બોલી—"મારે જાણવું જોઇયે. નહિ તો હું કંઇ કામ કરવાની નથી!"

ગોરે બધી વાત તેને સમજાવીને કહી, તે સાંભળીને તે તો બીધી, તેની છાતી થડકવા લાગી, અને તેણે ઉંડો નિશ્વાસ મૂકયો. એ જોઇ ગોર બોલ્યો—"તું મને ઓળખે છે? જો તારે લીધે મારી યુક્તિ નિસ્ફળ જશે તો હું તને"—આમ કહીને તે બહાર ચાલ્યો ગયો.

આ બધું સાંભળીને સુવર્ણલતાનો તો શ્વાસજ બેસી ગયો. બધાને મનથી તો તે ઉંઘતી હતી એટલે જગાય પણ કેમ? જાગવાના ઉપાય માટે પ્રથમ તો તેણે ઘોડીયામાંના બાળકને એક ચુંટી દીધી, એટલે તે રડ્યું, તે પ્રસંગે સુવર્ણલતા આંખ ચોળતી ચોળતી ઉઠી.

ગોરાણી—"બેન, તું ઉંઘી ગઇ હતી કે?"

સુવર્ણલતા–"હા!" એમ કહી તે બહાર ગઇ તો બારણે તાળું દીઠું, બીજે બારે જોયું તો ત્યાં પણ તાળું દીઠું. પંખી પાંજરામાં પૂરાય તેમ તે પુરાઇ હતી! ને ગભરાઇ ગઇ, હવે તેને આ ઘરમાં રહેવું કેદખાના જેવું જ લાગ્યું! તે પાછી ઘરમાં આવી, પણ તેનો ચેહેરો એટલો બધો તો બદલાઇ ગયો હતો કે ગોરાણી તે જોઇ બીધાં, તેથી તે બોલ્યાં–કાં, બેન, કેમ છે?"

સુવર્ણલતા રોઇ પડી અને બોલી–"મેં સૂતાં સૂતાં ગોરનું બોલવું બધું સાંભળ્યું હતું! તમે મને મારી નાખવાની વેતરણ કરો છો તો ઝેરનો પ્યાલોજ આપોને!"

ગોરાણી આ સાંભળીને પીગળી ગઈ, તેનું હૃદય તેના ધણી જેવું ઘાતકી નહોતું. તે સુવર્ણલતાની પાસે બેઠી, અને તેની આશ્વાસના કરવા લાગી. તેને ઠંડી પાડીને કહ્યું–"તું રડ નહિ, હું તને કંઇક ઉપાય બતાવું."

સુવર્ણલતાએ તો આ સાંભળીને તેના પગમાં માથુ મુકીને તેને પ્રણામ કર્યા. ગોરાણીએ પોતાને હાથે તેની આંખ લુછી નાખી અને પછી પૂછ્યું–"તને લખતાં વાંચતાં આવડે છે કે?"

સુવર્ણલતા–"હા."

ગોરાણી–"તારાથી કાગળ લખી શકાશે?"

સુવર્ણલતા–"હા! પણ કોને લખું? મારો ભાઇ તો પથારીમાંથી ઉઠી શકતો નથી તો!"

ગોરાણી–"ભાઇ શિવાય બીજાું કોઇ નથી? બીજાું કોઇ અહીં આવીને તને તેડી જાય તેવું નથી?"

સુવર્ણલતા "હા એક છે!"

ગોરાણી કાગળ, ખડિયો, કલમ લાવી અને સુવર્ણલતાએ ભાઇ ઉપર પત્ર લખ્યો. બીજે દિવસે સહવારે ચાકરડી બજારમાં શાખ લેવા ગઇ ત્યારે પેલો કાગળ ગોરથી છાનો માનો તેની સાથે ગોરાણીએ ટપાલમાં મોકલાવી દીધો.

---

# પ્રકરણ ૩૮ મું.

## મનસુખનું કેદખાનું.

ટપાલ ઓફિસનો કંઈ એવો નિયમ હશે કે અંગ્રેજ લોકોના કાગળો પ્રથમ પહોંચાડે, પછી મોટા દેશી લોકોના પહોંચાડે ને પછી ધુનમાં આવે તો વળી બીજે દિવસે ગરીબોના પત્રો પહોંચાડે! આ પ્રમાણે સુવર્ણલતાનો પત્ર મનસુખને બીજે દિવસે સહવારમાંજ મળવો જોઇયે તેને બદલે સાંજે ત્રણ વાગા પછી મળ્યો. તેના ઉપર કાંચનનું શીરનામું હતું ને તે ઉંઘી ગયો હતો, વળી એ પત્ર સુવર્ણલતાનો છે એમ મનસુખને ખબર ન હોતી તેથી તેણે તે ફોડયા વગર રાખી મૂકયો. સાંજરે કાંચન જાગ્યો ત્યારે પત્ર દીધો. તેણે તે ફોડીને વાંચવા મનસુખને જ કહ્યું. મનસુખે તે ફોડયો, જોયો, પણ તે વાંચવાની હિમ્મત ચાલી નહિ!

કાંચન—"કેમ તેમાં શું છે?"

મનસુખ—"કંઇ નહિ. એ તો સુવર્ણલતાનો પત્ર છે તેમાં તમારા ખબર પૂછાવ્યા છે!"

કાંચન તો પાછો ઉંઘી ગયો મનસુખ તુરત ત્યાંથી ઉઠી નીચે ગયો, અને જમનાને ઉપર કાંચન પાસે બેસવા મોકલી અને પોતે કાંચનની દાદી પાસે ગયો અને તેને પત્ર વંચાવ્યો. દાદી તો આ સાંભળી ગુસ્સે થઇ ગઇ, અને ગોરને ગાળો દેવા મંડી પડી; પણ મનસુખ બોલ્યો—"તમે પોકારશો નહિ. મોટા ભાઇ જાગશે ને આ વાત જાણશે તો દુઃખી થશે. રાત્રી પડવા આવી ગઇ છે. ગાડીનો વખત થઇ ગયો છે. વાર લગાડવામાં હવે માલ નથી. કાલે સહવારે તો લગ્ન થવાનાં છે તે પહેલાં મારે પહોંચવું જોઇયેજ. મોટા ભાઇની સંભાળ રાખજો ને તેને ખબર પાડશો નહિ. હું હવે તુરત જઉં છું!"

આમ કહી તેણે કપડાં પ્હેરી લીધાં અને પછી દાદીને કહ્યું—"હું જાઉં છું. જો જો ભાઇને કહેતાં નહીં. મારે માટે તે પૂછે તો કહેજો કે 'મારા પોતાના ખાનગી કામ માટે હું કલ્યાણી ગયો છું.' એમ કહેજો; પણ આ વાત બીલકુલ કોઇને પણ કહેતાં નહિ."

દાદીએ તેને રૂ. ૧૫ની નોટ આપી તે લઇને તે તો ચાલતો થયો. ગાડીનો વખત ભરાઇ ગયે હતો. રસ્તામાં એક ઘોડાગાડી ભાડે કરી તુરત તે સ્ટેશને પહોંચ્યો, તો ગાડી ઉપડવાની તઇયારી હતી અને ટીકટ લેવા જેટલો સમય ન મળ્યો તેથી તે તો દોડીને વગર ટીકીટેજ ગાડીમાં ચડી બેઠો.

આજ દિવસ સુધી તેણે ઉજાગરાઓ કર્યા હતા, અને શ્રમથી થાકી ગયો હતો તથા તેને ક્રોધ ચડેલો હતો તેથી તેનું માથું ફરવા લાગ્યું તેથી તે ગાડીમાં જરા સુતો, ને સૂતાં ભેળી તેને ઉંઘ આવી ગઇ તેથી નવસારીને સ્ટેશને ઉતરવું જોઇતું હતું, પણ તે તો છેક સુરત લગી આવી ચડ્યો ત્યારે જાગ્યો. સુરતમાં તેની ટીકટ તપાસવા રેલ-વેનો કારકુન આવ્યો ત્યારે તેણે તેને પૂછ્યું કે "નવસારી આવ્યું?" ટીકીટ તપાસનાર હસીને બોલ્યો—"આ તો સુરત આવ્યું છે, ટીકીટ ક્યાં છે?"

મનસુખ—"મારી પાસે ટીકીટ નથી જેટલું ભાડું થાય તેટલું લ્યો."

ટીકીટ તપાસનાર—"ચાલ સ્ટેશન માસ્તર પાસે." એમ કહી તેણે મનસુખને ગાડીમાંથી ઉતારી સ્ટેશનપર આણ્યો. પણ સ્ટેશન માસ્તર ત્યાં નહિ હોવાથી ડેપ્યુટી સ્ટેશન માસ્તર પાસે લઇ ગયો. તેણે સહવાર સુધી મનસુખને પોલીસ ચોકીમાં રખાવ્યો.

મનસુખ તો બહુજ અફસોસમાં પડી ગયો. તેણે વિચાર્યું, અરે 'મેં કાંચનને વાત કરી હોત તો તે કંઇ નવી યુક્તિ બતાવત, પણ મેં તો મારે માથે જોખમ વ્હોરી લીધું! અરે બિચારી સુવર્ણ-લતા તો મને ચાહે છે ને મેં આ શું કીધું? હું ઉંઘી કેમ ગયો? હવે તે બિચારી પ્રાણત્યાગ કરશે! અરે એ બધાનું કારણ હું જ નીવડ્યો! તે બાપડી કાંચનને ઠપકો દેશે કે સંભાળ ન લીધી, પણ તેમાં મારો દોષ છે તે એ શું જાણશે? હું હવે કાંચનને મોઢું પણ શું બતાવું? સુવર્ણલતા મરશે તો મારે પણ મરતુંજ જોઇયે!' માંડ માંડ સહવાર થયું. તેણે ધાર્યું કે 'હું તો હવે છૂટો થઇશ, પણ બિચારી સુવર્ણલતા તો જન્મના કેદમાં પડી ચૂકી!'

# પ્રકરણ ૩૯ મું.

## આગ સુવર્ણલતાને બચાવે છે.

આજે સુવર્ણલતાનાં લગ્ન થવાનો દહાડો હતો. વરરાજાને ઘેર ઘણી ગડબડાટ થઇ રહી હતી. મુંબઇથી અંગ્રેજી વાજું મંગાવ્યું હતું. લગ્ન પ્રસંગે વર કન્યાને ઘણાં મોટાં કરી દેવામાં આવે છે! તેઓ ગરીબ હોય તોપણ તે સમયે રાજવૈભવ ભોગવે છે, અને સહુ તેની તાબેદારી ઉઠાવે છે.

ધનશંકર આજે સહવારમાં વહેલો ઉઠયો હતો. તેણે સુવર્ણલતાને બોલાવીને આજે અપવાસ કરવાનું કહ્યું. સુવર્ણલતા જાણે કંઇ જાણુતીજ ન હોય તેમ આશ્ચર્ય થઇને બોલી, "કેમ?"

ધનશંકર—"આજે તારાં લગ્નનો દિવસ છે."

આટલું બોલી તે દુષ્ટ હસ્યો અને સુવર્ણલતાની છાતી ધબકવા લાગી. હંમેશ કરતાં તે આજે જુદોજ દેખાતો હતો તે આજે રાક્ષસ જેવો વિકાળ દેખાતો હતો. સુવર્ણલતાનું શરીર ક્રોધથી કંપવા લાગ્યું. તેની શરમ જતી રહી! તે બોલી—"મારૂં કન્યાદાન કોણ કરશે? અને મારાં લગ્ન કોની સાથે થવાનાં છે?"

ધનશંકર—"તારો પિતા જીવતો હોત તો તે કન્યાદાન આપત પણ તે તો નથી માટે હું આપીશ. લગ્ન કોની સાથે કરવાનાં તે તો તે રાત્રે સાંભળ્યું જ હતું!"

સુવર્ણલતા ક્રોધ અને ભયથી ધ્રુજી; તો પણ વિચારીને તે બોલી—"ગોર મહારાજ, તમે ઘણા પરોપકારી છો."

ધનશંકર—"બીજાને લાભ નહીં થતો હોય તો પણ મને પોતાને તો લાભ છે જ! વળી તને પણ લાભ જ છે. તારા પિતાની મરજી હતી તે જ જગોએ હું તારાં લગ્ન કરૂં છું."

સુવર્ણલતા—"કદી નહીં જ!"

ધનશંકર—"ઠીક છે. તેની મરજી નહોતી તો પણ મારી છે!"

સુવર્ણલતા—"મારી મરજી પરણવાની નથી."

ધનશંકર—"તું ભણી એટલે અમારી લાજ શરમ છોડવી શીખી.

હું તને ખાડામાં નાખતો નથી. સારે ઠેકાણે નાખું છું. તને તારા લાભની શી ખબર પડે!"

સુવર્ણલતા—"મને તમે તાળામાં રાખી છે તે છૂટી કરો. મારે મુંબઇ જવું છે."

ધનશંકર—"આજે નહીં. લગ્ન થઈ રહ્યા પછી જજે."

બારણા પાસે જઇને સુવર્ણલતા બોલી—"જ્યાં સુધી બહારથી લોકો બારણાં ભાંગીને અંદર આવશે નહીં ત્યાં સુધી હું 'મારી નાખે છે, મારી નાખે છે' એમ પોકારીશ."

ધનશંકર તેનો હાથ પકડીને ઘરમાં ઘસડી ગયો. તેણે ઘણાં તડફડિયાં માર્યાં, હાથ પગ પછાડ્યા, પણ તેનું શું ચાલે. ઘરમાં લઇ જઇ એક ઓરડામાં તેને પૂરીને તાળું માર્યું. સુવર્ણલતાએ ચીસો પાડવા માંડી.

ધનશંકર—"તારે મરજીમાં આવે તેટલી ચીસો પાડયા કર." એમ કહી તે રાક્ષસ બહાર ચાલ્યો ગયો. ને તે વરરાજાને ઘેર ગયો અને ઢોલી તથા વાજંત્રવાળાને તેડી લાવ્યો અને પોતાને ઘેર તે વગડાવવા લાગ્યો કે ઘરમાંથી સુવર્ણલતાની ચીસો બહાર સંભળાય નહિ. સુવર્ણલતા રડી, તેણે કાલાવાલા કર્યા પણ સઉ નિષ્ફળ! ક્રૂર ધનશંકરે તે કશા ઉપર કશું લક્ષ જ આપ્યું નહિ. આખરે સુવર્ણલતા બોલી—"જો તમે મને છોડો, તો તમને જે નાણું મળવાનું છે તેથી બમણું નાણું હું તમને આપીશ. જો તમે મને મુંબઇ મોકલી આપશો તો હું મારા પિતાજીએ મારે માટે જેટલું નાણું કાઢયું છે તેટલું બધું તમને આપી દેઇશ. તે હું લખી આપું."

"એ નાણું તારા કબજામાં જ કયાં છે?" તે રાક્ષસ બોલ્યો.

સુવર્ણલતા—"હું તે આપી દેવાને બંધાઉં છું!"

ધનશંકર—"મને તારૂં વચન નથી જોઇતું!"

સુવર્ણલતા—"ત્યારે શું કરૂં તો તમે મને છોડો તેમ છો?"

ધનશંકર—"પરણાવ્યા પછી જ છોડીશ."

સુવર્ણલતા—"હું તમારી દીકરી થાઉં તેના ઉપર આવો જુલમ કરશો?

ધનશંકર—મારી દીકરી હોય તે નિર્લજ થઇ આમ સામી ન

થાય? મારી દીકરી છે તેને તો હું જ્યાં પરણાવીશ ત્યાં તે પરણશે! મારી દીકરી કંઇ તારી પેઠે ભણેલી નથી, અને તેનો ભાઇ તારા ભાઇ જેવો અંગ્રેજ નથી!"

શરમથી સુવર્ણલતા મૂંગી રહી. મુંબઇની ગાડીનો વખત તો ગયો. તેનો આવ્યાનો પાવો પણ સંભળાયો અને જરા વાર પછી ગયાનો પાવો પણ સંભળાયો. તે તો રાહાજ જોતી રહી, પણ કોઇ આવ્યું નહિજ! અહો હવે તે કેટલી નિરાશ થઇ! આજે તો કોઇ આવ્યું નહિ!

ધીરે ધીરે દિવસ પૂરો થવા આવ્યો, સૂર્ય નારાયણને પણ દયા ન આવી ને લગ્નનો સમય નજીક આણ્યો. હવે તે નિરાશાથી રડવા લાગી. જેમ જેમ રાત્રી પડવા આવી ને લગ્નનો સમય નજીક નજીક આવતો ગયો, તેમ તેમ તે વધુ વધુ ગભરાવા લાગી, તેને લાગ્યું કે 'ભાઇની તબીયત વધારે બગડી હશે તેથી કોઇ નહિ આવી શક્યું હોય!' આજ બે દિવસથી ગોર મુંબઇ ગયો ન હોતો. તેને હવે ભાઇની પણ ફિકર થઇ પડી!

ધીરે ધીરે સમય થયો અને વાજતે ગાજતે વરરાજા તો તોરણે આવ્યા. ધનશંકરને ઠરાવેલા રૂપિયા મળ્યા તે ગણવા મંડયો અને વરને પોંખીને અંદર પધરાવ્યા. સુવર્ણલતા તો બાપડી બેભાન જેવી થઈ પડી હતી. હવે કન્યાને બહાર લાવવાનો સમય થયો અને ધનશંકર તેને લેવાને ગયો, ઓરડાનાં બારણાં ઉઘાડયાં તેવી તે તેને પગે પડી અને રડીને બોલી—"મારા ભાઇની તબીયતના ખબર કૃપા કરી કહો!"

ધનશંકર—"તારો ભાઈ સારી પેઠે છે."

સુવર્ણલતા—"તારાં છોકરાંના સમ ખાઇને કહો!" તેને હવે બોલવાનું પણ ભાન નહોતું!

ધનશંકર—"તે સારો થતો ગયો માટે તો તને જલદી પરણાવી દેવાની મારે ઉતાવળ કરવી પડી છે. તે પૂરેપૂરો સાજો થાય તો આ લગ્ન થવા ન દે, માટેજ ઉતાવળ છે. તેના રામ બોલો થાય તેવું હોત તો તો આ ઉતાવળ શા માટે કરવી પડે!"

સુવર્ણલતા—"તમે મને પરાણે નહિ પરણાવો હું ફાંસો ખાઇને મરી જઇશ! નક્કી મરીશ! ને તેમાં સારૂં ફળ નથી!"

ધનશંકર—"હું તને પરણાવી દઇને તારા વરના હાથમાં તને સોંપું, પછી તું તારે મરીશ તેની પણ મને ફિકર નથી." આમ કહીને તે હસ્યો.

સુવર્ણલતાએ તેના પગ પકડયા. ધનશંકર તેનો હાથ પકડવાને ઉઠ્યો ત્યારે તે ઉઠીને ઉભી થઇ અને એક ખૂણામાં દોડી ગઇ અને પોતાની સાડીના એક છેડાનો ગળામાં ફાંસો ઘાલીને બોલી—"જો તું ઉભો છે ત્યાંથી એક પણ ડગલું આગળ વધ્યો તો હું ગુંગળાઇને મરી જઇશ!"

હવે ગોર તેને ફોસલાવવા લાગ્યો. તે બોલ્યો—"સુવર્ણલતા, આ બધી તારી નાદાની છે! શું તું એમ ધારે છે કે તું બચી જશે? માટે મૂંગી મૂંગી આગળ ચાલ!" આમ કહીને તે આગળ ચાલવા લાગ્યો.

સુવર્ણલતા—"મારાં મુડદાંને પરણાવજે."

આટલામાં બહારથી એક ભયંકર અવાજ સંભળાયો. આશ્ચર્ય પામીને તે બંનેએ તે તરફ જોયું તો આગ લાગી હોય તેવું ચોમેર અજવાળું થઇ રહેલું દેખાયું. ધનશંકરે જોયું તો માલમ પડ્યું કે તેના દેવ સેવાના ઓરડામાં આગ લાગી છે.

---

## પ્રકરણ ૪૦ મું.

### રામશંકરની આંખો ઉઘડી.

રામશંકર નવલરામને ઘેરથી આવ્યો અને મંગળા પાસે તેણે બધી વાત કહી, તે સાંભળીને તે જરા રડી પણ કશું બોલી નહિ. પછી જરા બેસીને ઉઠી. રામશંકરે પૂછ્યું—"ક્યાં જાય છે? મેં વાત કરી તે સાંભળી કે?" મંગળાએ જવાબ દીધો, "હું પાછી આવું છું!" એમ કહીને તે તેની મા પાસે નીચે ગઈ.

રામશંકર પાસે જે કંઈ ધન હતું તે બધું મંગળાના નામપર હતું. સરકારી લોન, ઘર, જમીન એ સર્વ તેનાજ નામપર હતું. રોકડ નાણું પણ મંગળાનાજ હાથમાં હતું. તેના સમજવામાં એમજ હતું કે સ્ત્રીના નામપર જે કંઇ હોય તેનાપર કોઇનો કશો દાવો ચાલી શકતો નથી. પુરૂષના નામથી જે કંઇ હોય તેના ઉપર જપ્તિ

લાવી શકાય છે. આગળ કમળાશંકરના ભાગની જમીનનું ભાડું ચઢી ગયું ત્યારે તેનાપર દાવો થયો, ને જપ્તી આવી ત્યારે રામશંકરે તે જમીન મંગળાના નામથી વેચાતી લીધી હતી. રોકડ નાણામાંથી તો તે ઘણું કરીને મંગળાને ઘરેણાં જ કરાવી દેતો હતો. તે સમજતો હતો કે 'રોકડ નાણું ખર્ચાયા વિના રહે નહિ અને ઘરેણાં તો સામું નાણું છે.

હવે આજે રામશંકરને ચાર હજાર રૂપિયાની જરૂર પડી હતી. તેથી તે ઘરમાં લેવાને આવ્યો હતો. તેને ખાત્રી હતી કે મંગળા તુરત તેને તે કાઢી આપશે, પણ મંગળા બોલ્યા વગર મા પાસે ગઇ, ત્યારે તેને પોતાની ખરી પરાધીનતા સમજાઇ.

મંગળા નીચે ગઈ અને માને બોલાવી. મા આવી ત્યારે તેને પુછ્યું "આટલામાં કોઇ છે તો નહિ કે?" માએ ના કહી એટલે તે બોલી–"તું મને ઘુંદી નાખવા માગે છે!" મા બોલી–"નારે! એમ કંઈ હોય! શું છે?"

મંગળા–"સાંભળ. આ એમનો હિસાબ માગવામાં આવ્યો છે. અને હવે નોકરીમાંથી નીકળી જવાનો વખત આવ્યો છે."

મા તો આ સાંભળી અજાયબ પામીને બોલી ઉઠી–"હાય હાય! નખોદ ગયું! ત્યારે હવે શું થશે!!"

મંગળા–"હા! હિસાબ કંઇ પાધરો થાય નહિ. શેઠ પોતે દારૂડિયો, એટલે તેનો લાભ લેઇ જેટલો મરાય તેટલો હાથ મારેલો છે. આપણે કંઇ ચોરી કરી નથી, પણ બીજા નોકરોએજ ચોરી કરેલી છે તેમાં એણે પણ ભાગ લીધેલો છે. તેથી હવે તો તેમને કેદમાં જવું પડશે!"

મા તો ગભરાઇ ગઇ અને બોલી–"હવે ત્યારે તેને બચવાનો કંઇ ઉપાય છે?"

મંગળા–"એકજ ઉપાય છે. બધા કારકુનોને ચાર હજાર રૂપિયા આપે તોજ બચી શકે તેમ છે! પણ મને તો નથી લાગતું કે તેમ કરવાથી પણ તે બચે!"

મા ગરીબની દીકરી હતી અને વહુ પણ ગરીબનીજ હતી તેથી તે તો આ રકમ સાંભળીને આભી બની ગઇ, તે તો દીકરીના

મોઢા સામું જ જોઇ રહી! આ રકમ શું તે તો તે સમજી પણ શકી નહિ! તે મુંગી જ રહી!

મંગળા—"બોલ, હવે શું કહે છે?"

મા—"દીકરી, તેં કેટલા રૂપિયા કહ્યા?"

મંગળા—"ચાર હજાર."

મા—"કેટલે વીશે એ રકમ થાય?"

મંગળા ખીજવાઇ ગઇ—"તું તો સમજે નહિ!"

મંગળાને ગુસ્સે થયેલી જોઇને તેની મા તો ચૂપજ રહી. મંગળા આગળ બોલી "જો આપણે ચાર હજાર રૂપિયા આપીશું તો આપણી પાસે કંઈ રહેશે નહિ. સરકારી લોન અને ઘરેણાં ગાંઠાં સર્વ આપી દેવાં પડશે. માટે હવે કેમ કરવું?"

મા તો સૂડી વચલું સોપારી થઇ હતી. તેને શું બોલવું તે સૂઝયું નહિ. મુંગી રહે તો પણ દીકરી ખીજાય અને બોલે તો પણ દીકરી ખીજાય. મંગળાએ બોલવા માંડયું—"મારો મત તો એ છે કે આપણે નાણું આપીશું તો પણ કંઇ તે બચવાના નથી જ, પણ ઉલટી આપણી જે કંઇ પુંજી છે તે માત્ર જતી રહેશે! અને આપણે ભૂખે મરીશું! આથી હું તો એમ ધારૂં છું કે આપણે સરકારી લોન, રોકડ નાણું અને ઘરેણા ગાંઠાં એ સર્વ લઇને અહીંથી ચાલ્યાં જઇએ! આપણે અહીં રહીશું ને કંઇ આપીશું નહીં તેમાં બહુ શરમાવું પડશે! આપણી પાસે પૈસા હોય ને એમને કેદમાં જવું પડે, ને તે આપણે જોઇ બેઠાં રહીએ એ પણ ઠીક નહીં. વળી જે પૈસા દઇશું તે તો માત્ર જવાના જ છે તેથી આપણે ભૂખે મરીશું! માટે હવે બોલ, તારો વિચાર શું છે?"

માએ તેનો આ વિચાર તુરત કબૂલ કીધો કે તરત મંગળા રામશંકર પાસે ગઇ. રામશંકરે પૂછયું—"કયાં જઇ આવ્યાં?"

મંગળા—"મારી મા જરા માંદી થઇ છે તેની પાસે ગઇ હતી."

રામશંકર—"બોલો ત્યારે હવે, પૈસાનું શું કરીશું?"

મંગળા—"જ્યારે જરૂર પડશે ત્યારે હું આપીશ."

બીજે દીવસે સવારમાં નવલરામ રામશંકરને ઘેરે આવ્યો અને બોલ્યો—"પેલા રૂપિયા આપવાની મરજી હોય તો આ વખતે જ આપો."

રામશંકર તો તેને બેસાડી ઘરમાં મંગળા પાસે ગયો અને રૂપિયા માગ્યા. ત્યારે મંગળાએ જવાબ દીધો–"પછી આપું તો?"

રામશંકર–"ના. હમણાં જ જોઇએ છીએ."

મંગળા–"તે આપવાથી લાભ થશે ખરો? મને નથી લાગતું કે તેથી તમે બચશો. રૂપિયા આપવાથી તો તમે અને રૂપિયા બંને જશો!"

રામશંકર–"હું ગયા પછી દ્રવ્યને શું કરવું છે?"

મંગળા–"ત્યારે અમારે બારણે બારણે ભીખ માગવી! અને તેમ કરતાં પણ તમે છૂટતા તો નથી! ત્યારે બંનેને ખોવામાં શો લાભ?"

રામશંકર તો આ સાંભળી આભો થઇ ગયો. ને મંગળા પાસે હેઠો બેસી કાલાવાલા કરવા લાગ્યો અને કહ્યું–"તમારે શું કરવા ભીખ માગવી પડશે? આપણી પાસે જમીન, વાડી, ખેતર અને ઘર પણ છે. નાણું આપશો તો હું બચીશ જ!"

મંગળા તો નીચું મોઢું ઘાલીને બેસી જ રહી. વળી રામશંકર બોલ્યો–"ચાલો જલદી કરો. નાણું આપો, તે ઉતાવળો થાય છે."

મંગળા તો હજી કશું બોલી જ નહીં એટલે રામશંકરને ગુસ્સો ચડયો. તે બોલ્યો–"હવે ચાલ, જલદી કર. આપે છે કે નહીં? તું કમાઇ લાવી હતી?"

મંગળા હવે છંછેડાણી પડી. તેને બારી મળી. તે બોલી ઉઠી–"એમ હુકમથી પૈસા લેવા છે કેમ? જા નથી આપતી?"

રામશંકરે જોયું કે એમ વળવાનું નથી તેથી નરમ થઇ જઇને બોલ્યો–"મારી મતિ ઠેકાણે નથી. મને માફ કરો. હું પ્રાર્થના કરૂં છું."

મંગળા રડી પડી અને બોલી–"તારા જેવો કઠોર કોઇ નથી. થોડા દિવસ તારા ભાઇએ દુઃખ દીધું. હવે તે ગયો ત્યારે તું મંડયો છે. મારાં માબાપે મને આ કૂવામાં ક્યાંથી નાખી છે?" આમ કહી તે વધારે રડી. રામશંકર તો બોલ્યા વગર ઉઠયો. ત્યારે તે બોલી–"તમે જાઓ છો ત્યારે મારૂં શું કરી જાઓ છો?"

**રામશંકર** કરગરીને બોલ્યો–"મને નાણું આપો તો હું બચી શકું?"

**મંગળાએ** ડુસકાં ભર્યાં અને નિઃશ્વાસ મૂકયો. **નવલરામે** નીચેથી બૂમ પાડી–"ભાઇ જલદી ચાલો. વાર ન લગાડો. આ સાહેબનું માણુસ તમને તેડવા આવેલું છે. સાહેબ હિસાબ તપાસવા આવ્યા છે?"

**રામશંકર**, તેને 'આવું છું' કહીને **મંગળાને** પગે પડયો અને આંખમાં આંસુ લાવી કાલાવાલા કર્યા–"**મંગળા**, મને બચાવ. તું નહીં બચાવે તો કોણ બચાવશે? તારે પગે પડું છું. મને બચાવ."

**મંગળાએ** કશો જવાબ જ દીધો નહીં. તે તો રડયા જ કરી. હવે **મંગળાને** રડતી સાંભળીને તેની મા પણ ઉપર આવી, અને બોલવા લાગી–"મેં તારા બાપને ના પાડી હતી તોપણ તેણે તને આ ઠેકાણે દીધી."

એટલામાં વળી **નવલરામે** બૂમ પાડી–"શેઠ, ચાલો જલદી. સાહેબ તપાસ કરવા આવેલા છે અને આ સીપાઇ તમને તેડવા આવેલો છે!"

આ સાંભળીને **રામશંકર** ગાંડો થઇ ગયો હોય તેમ ઉઠયો–"**મંગળા**, આટલા બધા દિવસ મેં તારી સલાહ સારી માની. તું મને મૂર્ખ કહેતી હતી તે ખરેખર હું મૂર્ખજ નીકળ્યો! નહિ તો તારા જેવી દુષ્ટ સ્ત્રીના કહેવાથી હું મારા વ્હાલા ભાઇ કમળાશંકરને કાઢી મુકું! **તારા** તો બાપડી મરી પણ ગઇ! એ બાપડી આપણા ઘરમાં હતી ત્યાં સુધી તેને કશી હરકત નહોતી. તારી શીખામણથી મેં એ બધું કર્યું. તે બાપડી ભૂખથી મરી ગઇ ને મારી આબરૂ તેંજ ધુડ મેળવી! **તારાને** મારી નાખનારી પણ તુંજ છે! મારા વ્હાલા ભાઇને તેંજ ભીખારી કર્યો! માત્ર હું પોતેજ રહ્યો તેનો પણ તું આજે નાશ કરે છે! જેવું મેં કર્યું તેવું હું આજે ફળ ચાખું છું! તેમાં હવે તારો દોષ કાઢવો નિરર્થક છે!" આટલું બોલી તે બ્હાવરા જેવો ગાંડાની માફક નજર કરતો બ્હાર ચાલ્યો ગયો. **નવલરામ** અને તે બંને જણા ગયા. તપાસવા આવનાર અમલદાર પાસે જઇ તેણે બધી વાત કબુલ કરી દીધી, અને કહ્યું–"મેં તો ઘણી કસુરો કરી છે. હવે મને જે સજા કરવી હોય તે ખુશીથી કરો!" આ

પ્રમાણે તેની કબુલાત સાંભળીને અમલદારને તેના ઉપર અત્યંત દયા આવી; પણ કબુલાત હોય ત્યાં બીજું શું થઇ શકે? તેણે તેની કબુલાત લઇ લીધી, ને પછી નવલરામ સહિત તમામ નોકરોને તથા રામશંકરને કેદમાં મોકલાવી દીધા. પછી અમલદારે ઠરાવ કર્યો કે 'રામશંકર જેટલું ખાઇ ગયો છે તે બધું તેની મિલ્કતમાંથી વસુલ લેવું જોઇયે.' આથી તેની કાંઇ પણ મિલ્કત જતી ન રહે તેટલા સારૂ રામશંકરના ઘર ઉપર પોલીસની ચોકી મોકલાવી.

સાંજ પડી ગઈ હતી, આકાશ વાદળાંથી છવાયલું હતું. પવન વાતો હતો, વરસાદ થોડો થોડો પડતો હતો અને હવા થંડી હતી. આ વખતે પોલીસ ચોકી રામશંકરના ઘરને ચારે બાજુ આવીને ઉભી ગઇ હતી. આવે સમયે નોકરી વિષમ પડે છે. ઉપરી દરોગાએ એક સીપાઇ પાસે થોડો દારૂ પીવાને મગાવ્યો. તે આવ્યો અને દરોગાએ થોડે થોડે કરી આખો શીશો પેટમાં ઘાલ્યો. આટલેથી તેને સંતોષ ન થયો તેથી તેણે વધારે મગાવ્યો. ઘણો જલદ દારૂ આવ્યો તે પણ તેણે પીધો. અને તે તુરત સુઇ ગયો.

દરોગો સુઇ ગયો એટલે પેલા રામસિંહ સીપાઇએ ઘર પાસે જઇ બારણું ઠોક્યું. બારણું ઉઘડ્યું અને અંદર મંગળા તથા તેની મા તમામ સામાન પેક કરી તૈયારજ ઉભેલાં હતાં. મંગળાએ રામસિંહને પુછ્યું—"કિયે બારેથી અમે જઇયે!" રામસિંહે આગલે બારેથી જવાનું કહ્યું અને તેઓ ત્યાંથી બહાર નીકળી ગયાં. મંગળાએ રામસિંહને થોડું નાણું આપ્યું, સામાનની પેટી તથા ગાંસડી લેઇ મા દીકરી બહાર ચાલ્યાં. રામસિંહ પાછળ ચાલ્યો ને પોતાની જગોએ ગયો, માત્ર ચાકર લોકો ઘરમાં રહ્યાં. મંગળાનો વિચાર પિયર જવાનો હતો. તેઓ દરિયા રસ્તે ગયાં અને એક હોડી ઠરાવીને તેમાં બેસી ચાલતાં થયાં. આપણે કહી ગયા છિયે કે સાંજથીજ આજે જરા પવનનું તોફાન હતું. તે આ વખતે વધ્યું. વાદળાંથી અંધારૂં ઘોર થઇ ગયું હતું. હવે તો વરસાદ પણ જોસથી પડવા લાગ્યો હતો, અને આકાશમાં મેઘ અને નીચે દરિયો ગર્જના કરી રહ્યો હતો! આ તોફાનથી મંગળાવાળી હોડીમાં પાણી પડવા

માંડયું અને આખરે તેઓ ડૂબી ગયાં. અંધારામાં કોઇ કોઇને જોઇ શકતું નહોતું. હોડીવાળા તો તરીને કિનારે આવ્યા. મંગળાની માની પાસે લૂગડાંની ગાંસડી હતી. તે કિનારાની નજીક હતી તેથી મોજાના ધક્કાથી ગાંસડી સહિત કિનારે ફેંકાઇ ગઇ. મંગળા પાસે પેટી હતી તે બહુ ભારવાળી હતી, તે તેણે ન જવા દેવી એમ નિશ્ચય કર્યો હતો, તેથી તે તો પેટી બચાવતાં પેટી સાથે પોતે પણ ડૂબી ગઇ. તેણે ગળકાં ખાવા માંડયાં. એવામાં મોજો આવ્યો તેથી તે પણ ઘસડાઇને કિનારે આવી પડી.

## પ્રકરણ ૪૧ મું.

### ખાડો ખોદે તે પડે!

દેવસેવાનો ઓરડો બળતો જોઇને ધનશંકર ઘડિક તો ગાભરો બનીને ઉભો રહ્યો, પણ પછી તે દોડી ગયો. ઉતાવળમાં સુવર્ણ-લતાવાળા ઓરડાનું બારણું ઉઘાડુંજ રહી ગયું. દેવસેવાના ઓરડા સાથે પાસેનો બીજો પણ ઓરડો સળગી ઉઠયો, જેથી સુવર્ણલતા પણ ભયમાં આવી પડી. ઘરમાંથી લોકોની નાહાસા નાહાસ થઇ રહી હતી. સહુ સહુનું સંભાળવામાં ગુંથાઇ ગયું હતું તમાં બીજાંને તપાસવાની વખત કોઇને રહી નહોતી. કયાં નાસી જવું તેનો વિચાર કર્યા વગર સુવર્ણલતા તો ઘરમાંથી બ્હાર નીકળી ગઇ. આગલે બારણે લોકોની ઠઠ જોઇ તેથી તે પાછલે બારણે ગઇ, ત્યાં અંધારૂં બહુજ હતું, તો પણ ઠોકરો ખાતે ખાતે તે બ્હાર નીકળી ને ખુશી થતી થતી ત્યાંથી દૂર નીકળી ગઇ એટલામાં તુરતજ પછવાડેથી કોઇએ તેનું લૂગડું પકડયું અને બોલ્યું–"કયાં જાય છે ?"

સુવર્ણલતાએ ભયથી ચીસ પાડી અને જોયું તો એક સ્ત્રીને દીઠી. એ સ્ત્રી ધનશંકરના ઘરની ચાકરડી હતી. તે બોલી–"તું બ્હીશ નહિ. હું તને પકડતી નથી! હું પણ તારી પેઠેજ નાસી જઉં છું!" ધનીયાને મેં લૂંટી લીધો છે!

આમ કહી તેણે એક પેટી બતાવી, તે જોઇ સુવર્ણલતાએ તે ખરૂં માન્યું અને બોલી-"તું ક્યાં જશે?"

ચાકરડી બોલી-"આપણે સ્ટેશન તરફ નહિ જઇશું, પણ નદી ઓળંગીને સામે પાર જઇશું. ત્યાં મારી કાકી રહે છે તેને ત્યાં રાત્રી રહીશું. પછી શું કરવું તેનો વિચાર આવતી કાલે કરીશું."

આ વિચારને મળતી થઇને સુવર્ણલતા પણ તેની પાછળ પાછળ ચાલી અને નદી કિનારે ગઇ; પણ મછવો હાજર ન હોવાથી તેમને ત્યાં ખોટી થવું પડયું. આખરે હોડી આવી ને તેમાં બંને બેઠાં. હવે સુવર્ણલતામાં કંઇક જીવ આવ્યો કે તે ખરી છે. ચાકરડી બોલી-"તારે કંઈ ભય રાખવાનું જરૂર નથી. ભયમાં તો હું છું?"

સુવર્ણલતા-"તેં આ કામ શું કર્યું? તેં ચોરી કરી છે?"

ચાકરડી-"હા! સાળો બામણો મુલકને લૂટી લૂટીને પૈસાદાર થઇ ગયો છે, તેને મેં આજે ટોપી પ્હેરાવી છે!"

સુવર્ણલતા-"ભલા તેં એ કામ કેવી રીતે કર્યું?"

ચાકરડી-"પેટીમાં બામણાએ પૈસા મૂકયા તે મેં જોયા હતા, પણ મને તે લેઇ લેવાની તક મળતી નહોતી. પણ ઉતાવળમાં તે તને તેડવાને ઓરડામાં આવ્યો ત્યારે પેટીને તાળું મારવું ભૂલી ગયો, એટલામાં તો આગ લાગી તેથી ગભરાટ થઇ રહ્યો, એટલે લાગ જોઇને મેં આ કામો કર્યો છો હું તે લેઇને નાઠી તે તને જોઇ તેથી મેં હાંક મારી પણ તું સમજી નહિ, એટલે દોડીને તને પકડી લીધી! અહા! તેથી તું તો બ્હીજ ગઇ! તેં જાણ્યું કે મને કોઇ પકડે છે!" આમ કહી તે હસી પડી.

સુવર્ણલતા-"હા હું બ્હી ગઇ!"

ચાકરડી-"ઠીક છે. હવે રાત્રી તો મારી કાકીને ત્યાંજ રહીશું?"

સુવર્ણલતા-"ભલા આવતી કાલે મારે મુંબઈ જવું છે, તેથી પાછી નદી ઓળંગવી પડશે. મારી સાથે કોણ આવશે?"

ચાકરડી-"કાલની વાત કાલે." પછી તેઓ કાકીને ઘેર પહોંચ્યાં.

હવે પેલી આગ તો વધી હતી અને પાડોસનાં ઘરોમાં પણ પ્રસરી ગઇ હતી. આગ હોલવાયા પછી લગ્ન ક્રિયા થશે એવી

આશાથી કૃષ્ણલાલ તો વરરાજાનો હાથ પકડી ઉભાજ રહ્યા હતા. એટલામાં ધનશંકરની શુદ્ધિ ઠેકાણે આવી ને જે ઓરડામાં તેણે નાણું મૂકેલું હતું તે ઓરડો સળગેલો દીઠો કે તુરત તે તેમાં ગયો અને તપાસ કરી તો પેટીમાં નાણું મળે નહિ! પછી તો તેના ક્લેશની શી સીમા રહી! તે તુરત સુવર્ણલતાનાં ઓરડામાં ગયો ત્યાં તાળું દીધા વગરનો ઉઘાડો ઓરડો દીઠો ને સુવર્ણલતાને પણ તેમાં તેણે જોઇ નહિ તેથી તે તો પોકે પોક મૂકીને રડવા લાગ્યો. એટલામાં કૃષ્ણલાલે આવીને કહ્યું—"આમ શું કરો છો? ચાલો આપણે બીજે ઘેર જઇ લગ્ન ક્રિયા કરીશું." ધનશંકર તો ખીજવાઇ ગયો અને કુહાડો હાથમાં હતો તે ઉગામીને ઉભો થયો તેથી કૃષ્ણલાલ તો ભયનો માર્યો ત્યાંથી નાસી ગયો. હાથમાં કુહાડો હતો તેના વતી તે નાણાંવાળો ઓરડો ભાંગવા માંડયો તો બારોટીયો તૂટી પડયો ને તે તેના વાંસા ઉપર પડયો. અને હાથમાંનો કુહાડો તેની છાતીમાં વાગવાથી લોહી નીકળવા લાગ્યું. બારોટીયો સળગતો પડયો તેથી તેનાં કપડાં પણ સળગી ઉઠયાં. 'કોઇ મને બચાવો' એમ તે રાડો નાખવા મંડયો, પણ બળતામાં જવાની કોઇની હિંમત ચાલી નહિ. એટલામાં ઘરનો મોટો મોભ તૂટી પડયો અને ધનશંકર તેની નીચે દટાઇને મરી ગયો.

હવે કૃષ્ણલાલની ખાત્રી થઇ કે લગ્ન થઇ રહ્યાં! આથી તે નિરાશ બનીને ઘેર ચાલ્યો ગયો અને તેની લોકમાં બહુ મશ્કરી થઇ.

---

## પ્રકરણ ૪૨ મું.

### અંત નજીક આવે છે.

સહવારે હજી પેલો પોલીસનો દરોગો તો ઉંઘતોજ પડયો હતો તેવામાં બીજા સીપાઇઓને માલમ પડયું કે ઘરમાંથી તો મંગળા વગેરે ચાલ્યાં ગયાં છે, એમ જોઇ તેઓ દરોગાને ખબર કરવા આવ્યા; પણ દરોગાની ઉંઘ હજી સુધી ઉઘડી નહોતી કારણકે તેને હજી કેફ ઉતર્યો નહોતો. તે તો જાગ્યો નહિ, તેટલામાં તો ખબર આવી કે ઘરમાંથી નાસેલાં બૈરાં હોડીમાં બેસી જતાં હતાં એટલામાં તેની હોડી ડૂબી ગઇ છે. પોલીસનો હેડ કોન્સ્ટેબલ એટલામાં તપાસ કરવા આવી લાગ્યો. તેણે

આ બધું જોયું, તેથી તેણે દરોગાને અને તેની પાસે પડેલા દારૂના શીસાને ઉચકાવીને માજીસ્ટ્રેટ પાસે લેઇ ગયો, અને બધી હકીકત કહી સંભળાવી. માજીસ્ટ્રેટે તેને એકદમ પેલી હોડીની તપાસ કરવા મોકલ્યો. તે ગયો, તો મા દીકરી કાંઠે પડેલાં હતાં, હોડીવાળાને પુછીને બધો તપાસ કર્યો, હોડી કઢાવી, તો પેટી શિવાય કપડાંની ગાંસડી માત્ર નીકળી, પછી મંગળા તથા તેની મા તે લઇને શી રીતે નાઠાં? તેનો તપાસ કરવાને હેડ કોન્સ્ટેબલ તેમને ઘેર ગયો, પ્રથમ તેણે મંગળાની માને પૂછ્યું—"ગઇ રાત્રે તમને ઘરમાંથી કોણે જવા દીધાં?"

મંગળાની માએ જવાબ દીધો—"તમારા સીપાઇએ!"

કોન્સ્ટેબલ—"તેનું નામ શું?"

મંગળાની મા—"તે મારા દીકરાનો મિત્ર છે ને અમારી પાસેથી પુષ્કળ પૈસા ખાઇ ગયો છે અને વળી તેમ છતાં મારા દીકરાને તેણે ફસાવ્યો છે!"

કોન્સ્ટેબલ—"તું તેને જોશે તો ઓળખશે?"

મંગળાની મા—"હાજ તો!" પછી તેણે ચંદ્રશંકરના ટપાલના કાગળોની વાત તથા તેની પાસેથી રામસિંહે પૈસા લીધા હતા તે બધી વાત કહી દીધી, એટલામાં રામસિંહ ત્યાં આવી ચડયો એટલે મંગળાની માએ તેને ઓળખી કોન્સ્ટેબલને બતાવી દીધો અને કહ્યું કે—"આણે રૂપિયા લીધા છે?"

રામસિંહ—"કોણે મેં? મેં કયારે લીધા છે?"

મંગળાની મા—"હા, તેંજ લીધા છે; કાલે પણ તેંજ ૨૫ રૂપિયા લેઇને અમને જવા દીધાં હતાં! તું નીકળી જાય છે કાં? પણ હું તને બરોબર ઓળખું છું!"

પેલો દરોગો ત્રીજે દિવસે ઉઠયો. તપાસ કરતાં માલમ પડયું કે મંગળા તથા તેની માને ભગાડવા સારૂ દરોગાને સુવાડી દેવા સારૂ રામસિંહે દારૂમાં અફિણ નાખ્યું હતું. આ બધું સાબીત થઇ ગયું, રામસિંહપર ચોરી, લાંચ, અપરાધીને ભગાડવામાં મદદ, તથા દરોગાને અફિણ ખવરાવ્યું, એ બધા ગુન્હાઓ સાબીત થતાં તેને જન્મ ટીપ આપવામાં આવી.

---

# પ્રકરણ ૪૩ મું.

## સુખકર સમાગમ.

મનસુખે પૂર્ણ ઉદ્વેગ સહિત રાત્રી પૂરી કરી. રાત્રી શાન્તિ આપનારી કહેવાય છે! પણ તે કોને? મનથી સુખીને! દુઃખીને તો તે દહન કરનારી છે! દુઃખીનું દુઃખ દિવસ કરતાં રાત્રે વધે છે! સહવાર થયું, સ્ટેશન માસ્તર આવ્યો, સહુ નોકરો ટોપીઓ પ્હેરીને પોત પોતાનું કામ કરવા લાગી ગયા. તાર માસ્તરની હાફીસમાં ટીક ટીક અવાજ ચાલવા લાગ્યો, ઉતારુઓને ટીકીટ લેવાનો ઘંટ વાગવા માંડયો. ભુકભુક કરતી ગાડી પણ સ્ટેશનમાં આવી લાગી. પાછો ઘંટ વાગ્યો, અને ગાડી આગળ ભુકભુક કરતી ચાલવા લાગી મનસુખ તો એક જ દિવસમાં અપવાસી જેવો થઇ ગયો. આખરે દશ વાગ્યા, ત્યારે સ્ટેશન માસ્તરે મનસુખની વાત પુછી લીધી, અને તેને છોડી મૂકયો, તે સ્ટેશન માસ્તરનો ઉપકાર માની બપોરની ગાડીમાં બેસી ગયો. તેના મનમાં કેટલી બધી ચિંતા હતી! તેને સુવર્ણલતા વિષે અનેક દુષ્ટ વિચારો આવવા લાગ્યા. 'તે મરી ગઇ હશે તો તેનો દોષ મારે માથે છે? હું શું કરીશ!' આમ વિચારવા લાગ્યો.

ગાડી પ્હોંચી અને ગામની અંદર ધનશંકરનું ઘર પૂછવા લાગ્યો. તો ઘર તો મળ્યું પણ તે જગોએ રાખ માલમ પડી અને ત્યાં પોલીસની ચોકી હતી. આ જોઇને મનસુખનું હૈયું થડકવા લાગ્યું, તેના ગૂડા ગળી ગયા! તેને લાગ્યું કે 'સુવર્ણલતાએ નક્કી પ્રાણ કાઢી નાખ્યા!' તે તો માથે હાથ દેઇને રસ્તામાં જ બેસી ગયો. વળી કેટલીકવારે તેને હિંમત આવી તેથી તે ખંડિયર પાસે ગયો, અને પોલીસવાળાને નમ્રતાથી તેણે પૂછયું-"સાહેબ, અંહી શું થયું છે, અને આપ શું શોધો છો, તે મને કહેશો તો હું ઉપકાર માનીશ!"

પેલા સીપાઇએ તેની સામું જોયું તો તે કોઇ અત્યંત દુઃખી હોય એવું તેને લાગ્યું. તે બોલ્યો-"આ ઘરનો ધણી ધનશંકર ના-

મનો બ્રાહ્મણ આ ઘરમાં આગ લાગ્યાથી તેમાં બળી મૂવો છે. તું તેનો સગો છે?"

**મ**નસુખે ઉંડો નિઃશ્વાસ મૂકીને કહ્યું-"ના સાહેબ, હું કંઇ તેનો સગો તો નથી, પણ મારો એમાં બીજોજ સ્વાર્થ છે! સાહેબ, આ ઘરમાં કંઇ આપઘાત તો થએલ નથી?"

પોલીસ-"ના ના."

**મ**નસુખ-"મારી બેન આ ઘરમાં હતી. ઘનશંકરે તેને જોર જુલમથી પરણાવવાની ગોઠવણ કરી હતી. હું મારી બેનને તેડવા માટે આવતો હતો, પણ હું આગગાડીમાં સૂઇ રહ્યો તેથી આગળ નીકળી ગયો. મારી બેને મને લખ્યું હતું કે મને કોઇ તેડવા નહિ આવે તો તે જીવ કાઢી નાખશે." આટલું બોલી તે રડી પડયો.

પોલીસે તેને શાંત પાડયો અને કહ્યું-"ગભરા નહિ. તારી બેનને કશી હરકત આવી નથીજ. આ ઘરમાં તો ઘનશંકર એકલોજ બળી મૂવો છે. આ ઘરને આગ લાગી કે તેવીજ તારી બેન નાસી ગઇ છે એવો પુરાવો છે!"

આ સાંભળીને **મ**નસુખને મૂર્છા આવી ગઇ! પોલીસે તેને સુવાડી દેઇ પાણી છાંટયું. તેને ભાન આવ્યું ત્યારે પોલીસે તેને પૂછયું-"તારી તબીયત બગડી છે!

**મ**નસુખ-"ના સાહેબ!"

પોલીસ-"તેં ગઇ કાલથી કંઇ ખાધું નથી?"

**મ**નસુખ-ના.

પછી પોલીસ તેને માટે કંઇ ખાવાનું લાવ્યો, પણ **મ**નસુખે તે ખાધું નહિ ને બોલ્યો-"જ્યાં સુધી મારી બેન મને જડશે નહિ ત્યાં સુધી હું ખાઇશ નહીં."

પોલીસ-"તારામાં શક્તિ નથી તો કેમ શોધી શકીશ? માટે જરા ખાઇ લે, અને પછી તને શોધવામાં મદદ માટે હું એક માણુસ આપીશ."

પછી તેણે જરા ખાધું અને માણુસ લેઇને આખું ગામ તપાસી

વળ્યો પણ કશો પત્તો મળ્યો નહિ ત્યારે પેલા માણસને રજા દેઇ નિરાશાથી દિલગીર થતો નદી કિનારે બેઠો. ત્યાં હોડીવાળાઓ બેઠા હતા તે વાતો કરતા હતા. એક બોલ્યો "આ વીંટી શાની હશે અને એની કેટલી કિંમત હશે?"

બીજો બોલ્યો–"એની કીંમત? લાવ પેલા પથરામાંના જોઇએ તેટલા આપું? એની તે શી કીંમત?"

ત્રીજો–"તેની કીંમત ગમે તે હોય પણ તે સોનું તો છે?"

બીજો–"નહીં! એ ગિલિટ છે!"

ત્રીજો–"પૈસાદાર લોકો સોનું નહીં પેહેરે કે?"

પેહેલો–"ભાઇ ગમે તે છે? ભલે મારે ઘેર રહ્યું?"

ત્રીજો–"હું ખરૂં કહું છું કે તે કીંમતી છે. ન મનાય તો પેહેલો માણસ બેઠો છે તેને પણ પુછી જુવો!"

બધા મનસુખ પાસે આવ્યા અને તેના હાથમાં એ વીંટી આપીને કહ્યું–"શેઠ, આની શી કીંમત હશે?"

મસુખ વીંટી જોઇને ચમકયો અને બોલ્યો–"આ તમે ક્યાંથી લાવ્યા?" તેનામાં જાણે કંઇ નવો જીવ આવ્યો હોય એમ લાગ્યું. એ વીંટી સુવર્ણલતાની હતી અને તેણે તે ઓળખી કાઢી. હોડીવાળાઓ તો આ જોઇ મૂંગાજ રહ્યા. પછી પેલા માલીક હોડીવાળાએ કહ્યું–"કાલે રાત્રે બે સ્ત્રીઓને હું હોડીમાં પેલે પાર લઇ ગયો. તેમના પાસે કંઇ રોકડ નાણું નહોતું, તેથી તેણે આ આપેલી છે?"

મનસુખ એકદમ આનંદમાં આવી જઇને બોલ્યો–"તેઓ કયાં ગયાં છે?"

હોડીવાળો–"એક તો ધનશંકર ગોરની ચાકરડી હતી. ને તેની સાથે બીજી પણ એક હતી તે ચાકરડીની સાથે તેની કાકીને ઘેર ગઇ છે?"

મનસુખ–"ભાઇ, આ વીંટીની કીંમતી ત્રીશ રૂપિયાથી વધારે છે. પણ જો તું મને એ બાઇ પાસે તેડી જઇશ તો તને હું બીજા પાંચ રૂપિયા આપીશ."

હોડીવાળો તેને લઇ ગયો અને છેટેથી ઘર બતાવી રુપિયા માગ્યા. **મનસુખે** તેને પાંચ રુપિયા આપ્યા અને પછી તે ત્યાં ગયો. ત્યાં તેણે **સુવર્ણલતાને** તથા એક બીજી સ્ત્રીને જોયાં. તે **સુવર્ણલતા**, એમ બૂમ પાડીને હર્ષથી બેભાન થઇ પડયો.

## પ્રકરણ ૪૪ મું.

### શુભ પરિણામ.

**મનસુખને** ભાન આવ્યું ત્યારે તેણે પોતાનું માથું સુવર્ણલતાના ખોળામાં દીઠું. તે તેને ડાબે હાથે પંખો નાખતી હતી. અને પેલી ચાકરડી તેની પાસે પાણીનો પ્યાલો લેઇને ઉભી હતી. તે વખતે પોતે ક્યાં છે તે **મનસુખે** પૂછ્યું.

**સુવર્ણલતા**–"તમે મારી પાસે છો. હું સુવર્ણલતા છું. કેમ તમને ઠીક નથી?"

**મનસુખ**–"હું સારી પેઠે છું. તમે અંહી ક્યાંથી?"

**સુવર્ણલતા**–"હમણાં તમારાથી તે સંભળાશે નહિ, પછી કહીશ." ઘણા કાળથી **સુવર્ણલતાએ** **મનસુખને** 'ભાઇ' કરીને બોલાવવાનું છોડી દીધું હતું, પોતે ગરીબ છે તેથી એમ થયું હશે, એમ **મનસુખ** માનતો હતો. પરંતુ પોતાનું મસ્તક આજે આમ સુવર્ણલતાએ પોતાના ખોળામાં મૂકેલું તેણે જોયું, ત્યારથી તેને બીજાજ તર્કો આવવા લાગ્યા. પછી **સુવર્ણલતા** તેને અંદરના ઓરડામાં તેડી ગઇ અને તેને પોતે રાંધી રાખેલું ભોજન જમાડયું. જમતાં જમતાં **સુવર્ણલતાએ** પોતાની બધી વાત કહી સંભળાવી. પછી **મનસુખે** પણ પોતાની તમામ વાત અથથી તે ઇતિ સુધી કહી સંભળાવી.

પછી બીજે દિવસે તેઓ રેલવેમાં બેસી મુંબઇ આવ્યાં. **કાંચન** હવે હાલીચાલી શકતો હતો. **મનસુખની** ગાડી ઘર પાસે આવી ત્યારે તે ઓટલાપર બહાર બેઠો હતો. તુરત **કાંચને** **મનસુખનો**

હાથ પકડયો અને કહ્યું—"કલ્યાણીમાં શું કામ હતું? ત્યાં ત્રણ દિવસ કેમ લાગ્યા?"

મનસુખ જવાબ દે છે એટલામાં ઘનશંકરની ચાકરડીને ગાડીમાંથી ઉતરતી દેખી તેથી કાંચનને પૂછયું—"આ કોણ છે?" પરંતુ તે આટલું બોલી રહ્યો નહોતો તેટલામાં સુવર્ણલતાને ગાડીમાંથી ઉતરતાં દીઠી. આથી તે વધારે આશ્ચર્ય પામીને બોલ્યો—"આ ક્યાંથી? આવ, બેન આવ." બધાં ઘરમાં ગયાં.

એક દિવસે કાંચન અને મનસુખ સાથે બેઠા હતા. કાંચન હમણા સાજો સારો થઇ ગયો હતો. તે મોઢું મલકાવીને બોલ્યો "ભાઇ, મારે તને કંઇ કહેવાનું છે!"

મનસુખ—"શું કહેવાનું છે?"

કાંચન—"ગઇ પૂજા વખતે શું કહ્યું હતું તે તને યાદ છે?"

મનસુખ—"હા મને યાદ છે!"

કાંચન—"શું? એજ કે પિતાજી આપણી ઓરડીમાં આવ્યા હતા અને સુવર્ણલતાના વિવાહ વિષે બોલ્યા હતા!"

મનસુખ—"હા એ મને યાદ છે!"

કાંચન—"એ વાતથી તું બ્હાર જવા ઉઠયો ત્યારે પિતાજીએ ના કહી ત્યારે મેં 'ભલે જાય' એમ કહ્યું હતું. એ બધું યાદ છે કે?"

મનસુખ—"હા. એ મને બધું યાદ છે!"

કાંચન—"તું ત્યાંથી જતો રહે તેમાં હું કેમ ખુશી હતો તે તું જાણે છે?"

મનસુખ—"નહિ નહિ."

કાંચન—"મારે પિતાજીને સુવર્ણલતાનાં લગ્ન તારી સાથે કરાવવાનું કહેવું હતું. તેથી મેં તું બહાર જાય એમ ઇચ્છયું હતું. મને તે વખતે લાગ્યું કે તને માઠું લાગેલું, પણ હું કંઇ બોલ્યો નહિ. હવે પિતાજી તો દેવ થયા છે. મારી મરજી હવે મારે પાર પાડવાની ઇચ્છા છે. તું તારા પિતાજીને લખી મરજી પૂછાવ." મનસુખ હવે એટલો બધો ઘરનો થઇ ગયો હતો કે કાંચન તેને એક નામે બોલાવતો હતો.

પછી બધાંની મરજી મળતાં મનસુખ અને સુવર્ણલતાનાં લગ્ન થયાં. રામશંકરપર કામ ચાલતાં તેણે કબુલ કર્યાથી માફી મળી અને તે છૂટી ગયો હતો. કારકુન વગેરે ઇનકાર ગયેલા છતાં સાબીત થયાથી કેદમાં ગયા હતા. રામશંકરની તમામ મિલ્કત હરરાજ થઇ ગઇ અને હવે તે તથા તેનો પુત્ર ફુલસુખ કમળાશંકર ભેળા રહેતા હતા. મંગળા તો પીહેરમાં રહેતી હતી, તો પણ ત્યાં તેને કપડાં લતાં તથા ખોરાકી ખર્ચ મનસુખને મોકલવું પડતું હતું. આથી તે મંગળાને પોતાને ત્યાં બોલાવવા ધારતો હતો, પરંતુ તે સહુ સાથે લડશે એવા ભયથી રામશંકર તેને તેડાવવાની ના કેહેતો હતો. કમળાશંકરે પણ નોકરી છોડી દીધી હતી ને પુત્ર ભેળો આવીને રહ્યો હતો. તે હજી વૃદ્ધ તો થયો નહોતો, પરંતુ તેને ધોળાં આવી ગયાં હતાં. જમનાને મનસુખ તથા સુવર્ણલતા મા તરીકે ગણતાં હતાં. આવા સુખના સમયમાં કમળાશંકરને અજીતસિંહ યાદ આવ્યો, તેણે તેની ઘણી શોધ કરાવી પણ કશો પત્તો મળ્યોજ નહિ. મનસુખ પોતાની જીંદગી જમના અને પિતાની સેવામાં અને બીજા ધાર્મિક કાર્યમાં ગાળવા લાગ્યો. અને અંતે સત્યનો જય થયો.

સમાપ્ત.

# ગુજરાતી પ્રેસનાં જ્ઞાનમય ધાર્મિક પુસ્તકો